**શ્રી.** ચન્દ્રકાન્ત સુતરીઆનું નામ બાહોશ પત્રકાર તરીકે જાણીતું છે. જન્મભૂમિમાં 'નથુભાઈ' ને નામે તેઓ 'પરપોટા'નું હાસ્યરસિક સાહિત્ય રજૂ કરતા અને તે વાચકોને ખૂબ ખૂબ ગમતું હતું.

☆

**પ્ર**સ્તુત સંગ્રહમાં શ્રી૦ સુતરીઆએ વાંચેલા, સાંભળેલા અને ઉપજાવી કાઢેલા એમ જાતજાતના ટુચકાઓ આપીને સ્થળ, કાળ, પાત્રો ને પ્રસંગો એ સર્વ બાબતમાં વિરલ વૈવિધ્ય આણ્યું છે. આ પ્રકારના બીજા સંગ્રહો કરતાં આની એક વિશિષ્ટતા એ છે કે લેખકે એમાં ટુચકાઓ ઉપરાંત ઘણી નવીન ને જાણવા જેવી હકીકતો પણ રજૂ કરી છે. લેખક આપણને છાપાની દુનિયામાં લઈ જાય છે ને પત્રકારો અમુક બનાવો માટે અગાઉથી નક્કી કરેલાં વિશેષણો શી રીતે ને ક્યારે વાપરે છે તે જણાવી દઈ પોતાના ધંધાનું રહસ્ય વાચક આગળ ઉઘાડું કરી દે છે... છાપામાં મુદ્રારાક્ષસની લીલાને પરિણામે જે રમૂજ ઊભી થાય છે તેના ઘણા નમૂનાઓ એમણે રજૂ કર્યા છે.

☆

**સા**માન્ય રીતે ટુચકાના સંગ્રહોમાં લેખકનું વ્યક્તિત્વ જણાઈ આવે એ રીતે ભાગ્યે જ ઊતરી આવે છે. પરન્તુ

બોલનારની બુદ્ધિ અંકાય અને સાંભળનારને સાન આવે એવા રંગભર્યા, ચટાકેદાર શબ્દે શબ્દે હસાવતા, વાંચવાથી પેટનું વાયુ સમી જાય તેવા શ્રી. 'નથ્થુભાઇ'ની નજરે નીહાળેલા બુદ્ધિપ્રધાન રમુજી ટૂચકાઓ

# પરપોટા

: લેખક :

ચન્દ્રકાન્ત સુતરીઆ



: પ્રવેશક :

જ્યોતિન્દ્ર દવે

એમ. એ.

એન. એમ. ઠક્કરની કું૦

બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ

૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨

આવૃત્તિ પહેલી ☆ ૧૯૪૬



ત્રણ રૂપિયા

: મુદ્રક :
રામદાસ ઈ. પટેલ
રજની પ્રિન્ટરી
પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ ૨

☆

: પ્રકાશક :
નંદલાલ મો. ઠક્કર
એન. એમ ઠક્કરની કું.
પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨

# પ્રવેશક

ઘણા વખત પર 'નથ્થુભાઈ'ની સહીથી આપણા એક જાણીતા વર્તમાનપત્રમાં શ્રી. ચન્દ્રકાન્ત સુતરીઆ 'પરપોટા' ઉડાવતા હતા. એ પત્ર મારા હાથમાં આવતું ત્યારે બીજા સમાચાર રહેવા દઈ પ્રથમ હું 'પરપોટા' વાંચી જતો. મારી પેઠે બીજા અનેક વાંચકોને 'પરપોટા'નું ખાસ આકર્ષણ રહેતું એ હું જાણું છું.

પહેલાં પણ આપણા સામયિકો ને માસિકોમાં આ પ્રકારના રમૂજી ટૂચકા જેવાં લખાણો આવતાં. પણ હું ધારું છું ત્યાં સુધી આ જાતના શિષ્ટ ને વિશિષ્ટ પ્રકારના 'પરપોટા' નિયમિત રીતે ઉડાવનારા 'નથ્થુભાઈ' પહેલા જ છે. પરપોટાઓ ઊઠીને પાછા સમુદ્રના જલમાં વિલીન થઈ જાય છે, તેમ આ 'પરપોટા' ઓ પણ વર્તમાનપત્રની કટારમાં દર્શન દઈને કાલના અગાધ સમુદ્રમાં વિલીન થઈ જાય તે પહેલાં એને પુસ્તકાકારે પ્રગટ કરાવવાનું શ્રી. સુતરીઆએ યોગ્ય ધાર્યું છે તે બદલ એમને અભિનંદન ઘટે છે.

અંગ્રેજી સાહિત્યમાં આ જાતના અનેક ગ્રંથો છે પરંતુ આપણે ત્યાં 'કૌતુક સંગ્રહ,' 'ખેમાન સંગ્રહ,' 'રમૂજી ટૂચકા સંગ્રહ' તથા હમણાં જ પ્રસિદ્ધ થએલા 'ટૂંકું ને ટચ' ને બાદ કરતાં આ જાતના સંગ્રહો બહુ ઓછા જોવામાં આવે છે.

કેટલાક વિવેચકોને મતે ટૂચકામાં ટૂકી વાર્તાનું મૂળ રહેલું છે. અમુક અંશે આ વાત સાચી છે. પણ ટૂંકી વાર્તા એ જેમ ટૂંકાવેલી નવલકથા નથી. ખંડ કાવ્ય એ મહાકાવ્યની

નાની આવૃત્તિ નથી તેમ ટૂચકો એ ટૂંકાવેલી લઘુકથા નથી અલબત્ત, એમાં કથાનું તત્ત્વ હોય છે, પરંતુ એમ તો નવલકથા ને ટૂંકી વાર્તામાં પણ કથાનું તત્ત્વ હોય છે. છતાં એ બંનેનાં કલાસ્વરૂપ જેમ ભિન્ન હોય છે, તેમ ટૂંકી વાર્તા ને ટૂચકાના સ્વરૂપમાં પણ તાત્ત્વિક ભેદ રહેલો છે. ટૂચકાને આપણે સંસ્કૃત સાહિત્યનાં પુસ્તકો સાથે સરખાવી શકીએ, પુસ્તકો પદ્યમાં હોય છે, ટૂચકા ગદ્યમાં લખાય છે. છતાં ટૂંકાણ, સચોટતા ને અંત ભાગમાં આવતી ચમત્કૃતિ એ બંનેમાં પ્રધાનરૂપે જોવામાં આવે છે. કેટલાક જંતુઓનું બળ એમની પૂંછડીમાં રહેલું હોય છે, તેમ ટૂચકા ને મુક્તકની શક્તિ હૃદયને ને બુદ્ધિને ડોલાવનારી શક્તિ–એના પુચ્છમાં–અંત ભાગમાં–રહેલી હોય છે. એ રીતે એ કંઇક અંશે 'સોનેટ' ને મળતા આવે છે, એમ પણ કહી શકાય. સોનેટની છેલ્લી પંક્તિમાં આખો વિચાર પલટો લે છે ને ચમત્કૃતિ નીપજાવે છે, તેમ ટૂચકામાં પણ એના અંત ભાગમાં કંઇક અણધારી વસ્તુ આવીને ચમત્કાર ઉત્પન્ન કરી રસનિષ્પત્તિ સાધે છે. બધા જ રસની પાછળ અદ્ભુત રસ રહ્યો છે એમ આલંકારિકો કહે છે. તેમ. ટૂચકાનો પ્રધાન રસ તો હાસ્યરસ હોય છે, પણ એ રસની પુષ્ટિ કંઇક અદ્ભુતતા-કંઇક ચમત્કૃતિ વડે કરવામાં આવે છે. અને એ ચમત્કૃતિ અથવા અદ્ભુત તત્ત્વનો સ્ફોટ એ ટૂચકાના અંત ભાગમાં થાય છે.

Brevity is the soul of wit (સંક્ષિપ્તતા એ બુદ્ધિનું લક્ષણ છે) એમ એક આંગ્લ લેખક કહ્યું છે, ત્યાં wit (બુદ્ધિ) ને સ્થાને 'ટૂચકો' શબ્દ મૂકી દઇએ તો ચાલે. ટૂચકા શબ્દ પરથી જ સૂચિત થાય છે તેમ એ ટૂંકો હોવો જોઇએ એ ઉપરાંત ટૂચકા ને ચટકા સાથે પણ ગાઢ સંબંધ છે. સાંભળનારને ચટકો લાગે અને ચટ દઇને એની અસર થાય એવો ટૂચકો હોવો જોઇએ.

એક ટૂંકી વાર્તાના સંગ્રહની પ્રસ્તાવનામાં આપણા એક સદ્દગત ને સંમાન્ય સાહિત્યકારે એવી મતલબનું વિધાન કર્યું હતું કે આ જમાનો ઝડપનો છે, લોકોને લાંબી વાર્તાઓ વાંચવાની ફુરસદ નથી, એટલે એમને, આ એરોપ્લેન ને મોટરના યુગમાં, ઝડપથી વાંચી નખાય એવી ટૂંકી વાર્તાઓ જોઈએ છે. આ કારણે ટૂંકી વાર્તાઓ લોકપ્રિય થતી જાય છે. એમનો આ અભિપ્રાય સાચો નથી. અત્યારે, મોટર ને એરોપ્લેનના જમાનામાં પણ, લાંબી વાર્તાઓની લોકપ્રિયતા ઘટી નથી, અને ઘટશે એવાં કોઈ ચિન્હ જણાતાં નથી એ તો કોઈ પણ ગ્રંથવિક્રેતાને ત્યાં અથવા પુસ્તકાલયમાં જઈને તપાસ કરનારને સહેજે જણાઈ આવશે. ચાર ચાર ભાગની લાંબી નવલકથાઓ આપણે ત્યાં જ નહિ, પણ અતિશય ઝડપ એ જે દેશનું પ્રધાન લક્ષણ થઈ પડયું છે તે દેશોમાં પણ ટૂંકી વાર્તાઓ કરતાં યે વધારે ખપે છે ને વધારે વંચાય છે એ હકીકત છે. વસ્તુતઃ કૃતિના લંબાણ કે ટૂંકાણ કરતાં એની રસવત્તા જ એની લોકપ્રિયતાનું સાચું કારણ હોય છે. કોઈ પણ વાર્તા, પછી તે લાંબી હોય કે ટૂંકી, જો રસાળ હોય તો લોકપ્રિય બને છે. એનું લંબાણ અથવા ટૂંકાણ રસાનુભવમાં બાધક ન થવું જોઈએ, એટલું જ. પ્રાચીનકાળમાં, લોકો જ્યારે પગપાળા કે ગાડામાં મુસાફરી કરતા, ત્યારે લાંબી નવલકથાઓ કે મહાકાવ્યો ને પુરાણો વંચાતાં ને હવેના જમાનામાં, જ્યારે લોકો ચાલતા નથી, પણ ટ્રેન, મોટર ને એરોપ્લેન મારફતે દોડે છે કે ઊડે છે ત્યારે ટૂંકી વાર્તાઓ, ટુચકાઓ ને નાનાં નાનાં ઊર્મિ કાવ્યો વંચાય છે એમ કહેવું એ યુક્ત નથી. અસલના જમાનામાં યે ટૂંકી રચનાઓ ને લાંબી કૃતિઓ લોકાદર મેળવી શકતી ને આ જમાનામાં યે મેળવી શકે છે. અકબર ને બિરબલને તથા લઉવાને નામે ચઢેલા ટૂચકાઓ તો છેક પ્રાચીનકાળથી ચાલ્યા આવે છે.

વાચનનો રસિયો માણસ, ગમે ત્યાંથી પણ વખત કાઢીને, લાંબી ને સુશ્લિષ્ટ કથાઓ વાંચે છે ને ટૂંકી વાર્તાઓનો તથા ટૂચકાઓનો રસાસ્વાદ પણ માણે છે. રસાસ્વાદની બધી જ સામગ્રી એનો આદર મેળવી શકે છે. આમ છતાં આ ઝડપના જમાનામાં ટૂંકી રચનાઓ માટે વધારે સગવડ મળે છે અને એની માંગ એ રીતે વધારે રહે છે, એમ કહી શકાય. ખાસ કરીને પ્રવાસમાં ગમે ત્યાંથી શરૂ કરીને ગમે ત્યાં પૂરી કરી શકાય એવી કૃતિઓ વાચનરસને વધારે સારી રીતે તૃપ્ત કરી શકે છે. અત્યારે તો ટ્રેનમાં કે ટ્રામમાં વાંચવું હોય તો હાથ પહોળા કરીને ચોપડી ઉઘાડી શકાય એવો અવકાશ હોતો નથી. ભીડમાં ઊભા રહેવાની જગા માંડ માંડ મળી હોય ત્યાં ચોપડી કાઢીને વાંચવાની ફાવટ શી રીતે આવે? પરંતુ પહેલાં ટ્રેનમાં ને ટ્રામ આદિમાં વાંચવાની સારી સગવડ રહેતી અને આપણે આશા રાખીએ કે આ હીણી વર્તમાનદશા જલદી પૂરી થશે ને આપણું ભાવિ–બીજું કંઇ નહિ, તો ટ્રેન ને ટ્રામમાં પ્રવાસ કરનારા વાચનરસિક મુસાફરો પૂરતું–ભૂતકાળના જેવું જ ભવ્ય ને આનંદપ્રદ થશે, ત્યારે આ પ્રકારનાં પુસ્તકો વાંચવાની ખરી લિજ્જત માણી શકાશે. આ જાતના સાહિત્યને આપણે પ્રવાસ સાહિત્ય કહી શકીએ. પ્રવાસમાં આ પ્રકારનું સાહિત્ય બહુ અનુકૂળ તથા રોચક થઇ પડે છે, એટલું જ નહિ, પરંતુ એ સાહિત્ય પોતે પણ પ્રવાસનું બહુ શોખીન છે. એક પ્રાંતમાંથી બીજા પ્રાંતમાં, એક દેશમાંથી બીજા દેશમાં, એમ જનતાને મુખે ચઢીને આ ટૂચકાઓ લાંબા લાંબા પ્રવાસો ખેડે છે. અને 'જેવો દેશ તેવો વેશ' એ કહેવતને અનુસરી જે જે પ્રદેશમાં એ પ્રવાસ આદરે છે તે પ્રદેશને અનુકૂળ એવો વેશ પણ એ ધારણ કરે છે. એકનો એક ટૂચકો જુદા જુદા દેશમાં, જુદે જુદે રૂપે આપણને જોવા મળે છે. પણ એણે ગમે તેટલું રૂપાંતર

કર્યું હોય છતાં એની મૂળ જાત છૂપી રહેતી નથી. ઘણી વાર કર્તા વિસરાઇ જાય છે ને કૃતિઓ ચાલુ રહે છે. ટૂચકાની મૂળ રચના ગમે તેણે કરી હોય, પણ વખત જતાં એ સાર્વજનિક બની જાય છે ને લોકો એને પોતાની મિલકત ગણી એનો ઉપભોગ કરે છે. સામાન્ય રીતે સાહિત્યની કૃતિઓ 'ઑર્ડર–ચૅક' જેવી હોય છે. જેના નામનો ચેક હોય તેજ એને વટાવી શકે છે અથવા બીજાને આપવો હોય તો પણ પાછળ પોતાની સહી કરી પછી તેને એ આપી શકે છે, તેમ કોઇ લેખકની કૃતિ બીજો કોઇ મનુષ્ય પોતે વટાવી ખાય એમ ભાગ્યે જ બને છે, પરંતુ ટૂચકાઓ ઘણી વાર 'બૅરર ચૅક' જેવા હોય છે; જેના હાથમાં આવે તે એને નીરાંતે વટાવી શકે છે. એમાં જેના નામનો ચેક હોય તેની સહીની જરૂર પડતી નથી. જરૂર માત્ર એ હાથમાં આવે તેની રહે છે. તેમ ટૂચકાનો ઉપયોગ, એ જાણે પોતે જ રચ્યો હોય તેવી રીતે, કોઇ પણ કરી શકે છે. વાર્તાલાપમાં, ભાષણમાં, લખાણમાં ને અન્ય સ્થળે વાંચેલા કે સાંભળેલા ટૂચકાઓનો ઉપયોગ આ રીતે વક્તાઓ ને લેખકો કુશળતાપૂર્વક કરે છે.

પ્રસ્તુત સંગ્રહમાં શ્રી. સુતરીઆએ વાંચેલા, સાંભળેલા અને ઉપજાવી કાઢેલા એમ જાતજાતના ટૂચકાઓ આપીને સ્થળ, કાળ, પાત્રો ને પ્રસંગો એ સર્વ બાબતમાં વિરલ વૈવિધ્ય આણ્યું છે. આ પ્રકારના બીજા સંગ્રહો કરતાં આની એક વિશિષ્ટતા એ છે કે લેખકે એમાં ટૂચકાઓ ઉપરાંત ઘણી નવીન ને જાણવા જેવી હકીકતો પણ રજૂ કરી છે. લેખક આપણને છાપાની દુનિયામાં લઇ જાય છે ને પત્રકારો અમુક બનાવો માટે અગાઉથી નક્કી કરેલાં વિશેષણો શી રીતે ને ક્યારે વાપરે છે તે જણાવી દઇ પોતાના ધંધાનું રહસ્ય વાચક આગળ ઉઘાડું કરી દે છે. છાપામાં મુદ્રારાક્ષસની લીલાને પરિણામે

જે રમૂજી ભૂલો થાય છે તેના ઘણા નમૂનાઓ એમણે રજૂ કર્યા છે પણ મને વહેમ જાય છે કે એ ખરેખર ભૂલો જ હતી કે કોઈએ (કદાચ લેખકે પોતે જ) જાણી જોઈને એ રીતે, જેમાંથી જુદો જ અર્થ નીકળી શકે, એવી છાપભૂલો આવવા દીધી હશે! આ સંગ્રહમાં આવી જ એક છાપભૂલ, આવી ભૂલોના નમૂના પછી તરત જ થએલી જોવામાં આવે છે તે આવી ભૂલો કેટલી ચેપી હોય છે તે બતાવે છે. પૃષ્ટ ૨૫ પર 'તબિયત કેમ છે?' એ શીર્ષક હેઠળના લખાણમાં છપાયું છેઃ "ત્રણ ચાર ડિગ્રી તાવથી પીડાતો કે શીરો વેદના અનુભવતો" એ વાંચી પ્રથમ તો મને થયું કે લેખક ત્રણચાર ડિગ્રી તાવથી પીડાતા હોય તેમાં શીરો શા માટે વેદના અનુભવે? કદાચ કોઈ રસવૈદ્યે એમને માત્રા આપી હોય ને તેના ઉપર સારી પેઠે શીરો ખાવાનો હોય તો "આને હવે તાવ આવ્યો છે, એટલે એ મારું ભક્ષણ કરી જવાનો" એમ માનીને શીરાને વેદના થતી હોય તો કોણ જાણે? પણ પછી સમજ પડી કે એ તો 'શિરોવેદના'ને બદલે ભૂલથી 'શીરો વેદના' એમ છપાયું છે.

સામાન્ય રીતે ટૂચકાના સંગ્રહોમાં લેખકનું વ્યક્તિત્વ જણાઈ આવે એ રીતે ભાગ્યે જ ઊતરી આવે છે. પરંતુ આ સંગ્રહમાં લેખકે સ્થળે સ્થળે પોતાના વ્યક્તિત્વ, સ્વભાવ આદિનું સુંદર દર્શન કરાવ્યું છે. જૂના જમાનામાં એમણે હઠયોગ સિદ્ધ કરેલો એમ તેઓ કહે છે તે આપણે એ બાબતમાં તેઓ એકલા જ પ્રમાણભૂત હોવાથી કબૂલ કરી લઈએ. પણ એમને સળેખમ થાય તે ગમે છે એ વાત જરા વિચિત્ર લાગે છે. ખાસ કરીને ડૉકટરને એ વસ્તુ નહી ગમે. અને એ જાતનું વિધાન એમણે જે ડૉકટર સમક્ષ કર્યું તેઓ એમને 'વિચિત્ર' માનીને એમની આગળથી ચાલી ગયા. આ ઉપરથી તેઓ 'વિચિત્ર હઠયોગી છે' એટલું જાણવાનું મળે છે. લેખક મારા-

મારીના શોખીન છે અને કોઈ જોડે બોલાચાલી થતાં તેને મેથીપાક જમાડવાનો આગ્રહ પણ કરે એવા છે તે એમના કહેવા પરથી જ જણાઇ આવે છે. આ ઉપરાંત મુંબઈના સોલિસિટરોનો એમને ઘણો સારો પરિચય હશે એમ લાગે છે. કંઇ નહિ, તો મુંબાઇની દરેક સોલિસિટરની પેઢીનાં પાટિયાં એમણે વાંચ્યાં છે, વાંચ્યાં છે એટલું જ નહિ, પણ સામેના ઓટલા પર કે બીજી કોઈ અનુકૂળ જગાએ બેસીને એ ઉતારી લીધાં છે, તે ચોકસ છે. શેરબજાર ને સટ્ટાનો એમને સારો અનુભવ હશે, એ બજારમાં 'માંહી પડ્યા તે મહાસુખ માણે' કરીને તેઓ કદાચ જાતે પડ્યા નહિ હોય, પણ બીજા પડેલાઓનું તીરે ઊભા ઊભા બહુ સારી રીતે નિરીક્ષણ કર્યું હશે એમ, આમાં શેર બજારિયાઓ, ને શેરબજારની જે વાતો આવે છે તે પરથી લાગે છે. 'અખિલ બ્રહ્માંડમાં જુજવે રૂપે' વ્યાપી રહેલા સટ્ટા રૂપી હરિનું જે પ્રભાતિયું જોડ્યું છે તે પરથી એ દેવના જુજવા રૂપોનું એમને સારૂં જ્ઞાન હોય એમ જણાઇ આવે છે. આમ તેઓ વિવિધ વિષયોના જ્ઞાતા છે, પરંતુ સૌથી અધિક તો એમનો 'સુરતી લાલા સહેલાણી'ને છાજે એવો લહેરી સ્વભાવ ને ગમે તેથી વસ્તુમાંથી પણ રમૂજનું તત્વ ખેંચી કાઢવાની શક્તિ દેખાઇ આવે છે. વિવિધ વિષયો ને પ્રસંગોમાં રહેલું રમૂજનું તત્વ પારખી, તેને વાચક એનો રસાનુભવ કરી શકે એવી રીતે રજૂ કરવાની શક્તિ શ્રી. સુતરીઆમાં રહેલી છે. રમૂજ સમજવાની ને નીપજાવવાની બંને પ્રકારની ઇશ્વરદત્ત શક્તિ એમને વરેલી છે. હાસ્યરસનાં વિવિધ પ્રકારનાં અનેક પુસ્તકો એમના તરફથી આપણને પ્રાપ્ત થાય એવી આશા રાખીએ.

—જ્યોતીન્દ્ર હ. દવે

# નિવેદન

**આ** પુસ્તકમાં માત્ર પરપોટા છે. કોઇ ખરા છે, કોઇ ખોટા છે, કેટલાક નાના છે, કેટલાક મોટા છે. ઘણા મારા છે અને થોડા બીજાના પણ છે.

એમાં માનવજીવનના હળવા પ્રસંગો ગુંથ્યા છે. વિચિત્ર પ્રસંગો અને તે પરથી ઉઠેલા કલ્પના તરંગો પણ છે, પશુ પંખીની અલક મલકની વાતો પણ છે, કોઇક જૂની દંતકથા નવા રૂપમાં છે અને મારા અને બીજાંઓના અનુભવોનું આલેખન પણ છે.

દૈનિક અખબારની હળવી કટાર રૂપે, 'જન્મભૂમિ' પત્ર શરૂ થયું તે દિવસથી—૯ મી જુન ૧૯૩૪ થી— આ લખાણો મેં લખ્યાં ત્યારે, પ્રાસંગિક હોવાથી આ પરપોટા ક્ષણિક રહેશે એમ મને લાગ્યું હતું એટલે ઉડાવ્યા પછી એને જાળવી રાખવાની મથામણ મેં કરી ન હતી. પણ કેટલાક વાચકમિત્રોને તેમાં ખૂબ રસ પડતો, ને તેઓ તે જાળવી રાખતા એમ મેં પાછળથી જાણ્યું. એવા એક સદ્‌ભાવી વાચકમિત્રે જાળવી રાખેલી સામગ્રીમાંથી ૧૯૩૭–૩૮ નાં વર્ષો દરમિયાન લખાયેલાં લખાણોનો આમાં સમાવેશ થાય છે.

રોજ રોજ હળવી કટાર લખવા માટે મારે રાજકારણના-જ નહિ, પણ સામાજિક અને બીજા ચિત્રવિચિત્ર પ્રસંગો પર નજર ફેરવવી પડતી. એવા પ્રસંગો તત્કાળ જોવા જાણવામાં, વાંચવા સાંભળવામાં આવતા નહિ ત્યારે પરદેશી અખબારોમાં આવેલી કોઈ અજબ ગજબની વાતનો મારે આશરો લેવો પડતો. 'લબાડ સંઘ' એ રીતે મૂકેલું છે. તેમ વળી, 'કડકા બાલુસનું ઓળખાણ' પણ પરદેશી સાપ્તાહિકમાં આવેલા નાનકડા લેખનું રૂપાંતર છે. 'ભાતભાતનાં નામ' એ મુંબઈના એક અંગ્રેજી પત્રમાં આવેલાં ચર્ચાપત્રોમાંથી મળેલાં નામો પરથી લખ્યું છે. 'વિવિધ વાનીઓ'માં મૂકેલો ચટણી બનાવવાનો શ્લોક તો એક ગુજરાતી સાપ્તાહિકમાં આવ્યો હતો, તેમાંથી ઉતારેલો છે! એટલે એ લખાણોનું ઋણ સ્વીકાર મારે કરવું જોઈએ.

કેટલાક પ્રસંગો જાણીને જે હળવા મનોભાવ ઊઠતા તેજ મોટે ભાગે દૈનિક કટારમાં મૂકવા હું લલચાતો; એ માટે મને મારા તે વેળાના સાથીઓ અને બીજા મિત્રો પણ ઠીક ઠીક પ્રેરણા આપતા. તેઓ પોતાના કોઈ રમુજી કે વિચિત્ર અનુભવની ઉદાર ભેટ કરતા અને કલ્પનાનો દોર પણ આપતા એટલે આ લખાણોમાં તે સૌ મિત્રોનો હિસ્સો પણ કાંઈ જેવો તેવો નથી.

મારા સ્નેહી શ્રી. નાગરદાસ પટેલે આ લખાણોના સંપાદન પાછળ ખૂબ જહેમત લીધી છે. તેમણે આ લખાણોનાં કાપલાં ઠીક ઠીક કરી, તેને યોગ્ય રૂપમાં ગોઠવી મારી ઘણી મહેનત ટાળી છે, તે માટે તેમનો આભાર આ તકે માનવો જ જોઈએ.

આ લખાણો, ઉપર જણાવ્યું તેમ પ્રાસંગિક કટાર રૂપે લખાયાં હોવા છતાં, હજીયે રસ જાળવી શકશે એવી શ્રદ્ધા છે.

જો આ લખાણોમાંથી વાચકને પોતાનું મન બહેલાવે તેવું કંઇ મળી શકશે તો આ પુસ્તકની પ્રસિદ્ધિ સાર્થક બનશે.

આ લખાણોને પુસ્તકરૂપે પ્રકટ કરવા દેવાની 'જન્મભૂમિ'ના સંચાલક શ્રી૦ અમૃતલાલ શેઠે પરવાનગી આપી છે તે બદલ તેમનો આભારી છું; અને જાણીતા સાહિત્યકાર શ્રી૦ જ્યોતીન્દ્ર દવેએ 'પ્રવેશક' લખી આપીને ગુજરાતી વાચક-જનતા સમક્ષ આ પુસ્તકની પિછાન આપી છે તે માટે તેમનો પણ આભારી છું

ઘોડબંદર રોડ
વાંદરા

ચન્દ્રકાન્ત સુતરીઆ



# અ નુ ક્ર મ




| | | |
|---|---|---|
| ૧ | બિલાડીના પગ ... ... ... | ૯ |
| ૨ | જર્મન ફીલસુફ ... ... ... | ૧૧ |
| ૩ | એક ભોજન સમારંભ ... .. | ૧૨ |
| ૪ | છાપાળવા શબ્દો ... ... ... | ૧૪ |
| ૫ | લલ્લુભાઈએ ભરૂચ ગુમાવ્યું ... ... | ૧૫ |
| ૬ | છાપાનાં ભૂત... ... ... ... | ૨૦ |
| ૭ | લાગી-રૂપિયા રૂપિયાની ... ... | ૨૩ |
| ૮ | તબિયત કેમ છે ? ... ... ... | ૨૫ |
| ૯ | હુલ્લડમાં ગયો ન હતો ... ... | ૨૮ |
| ૧૦ | અજગરનું ચામડું ... ... ... | ૩૧ |
| ૧૧ | પડી ટેવ તે તો ટળે કેમ ટાળી ! ... | ૩૪ |
| ૧૨ | નામનાં રૂપાંતરો ... ... ... | ૩૬ |
| ૧૩ | રાજીનામાના પ્રકાર ... ... ... | ૩૮ |
| ૧૪ | કનકવો કાપ્યો છ ... ... ... | ૪૧ |
| ૧૫ | પતિના નામની પંચાત ... ... | ૪૪ |
| ૧૬ | સેવાભાવી સજ્જનો ... ... ... | ૪૭ |
| ૧૭ | વિગતવાર સમાચાર ... ... ... | ૫૦ |
| ૧૮ | ભૂલકણા ભરથાર ... ... ... | ૫૩ |

૧૯ અફવાનો ખુલાસો ... ... ... ૫૬
૨૦ નાજુક તબિયત .. ... ... ૬૦
૨૧ ખીસાકાતરૂની સીઝન ... ... ૬૩
૨૨ ધારે છે એટલું નહિ ... ... ... ૬૪
૨૩ આબાદ છીંક ... ... ... ૬૫
૨૪ પશુ પંખીઓ અને આપણે ... ... ૬૭
૨૫ કેટલાંક વાંદરાંઓ ... ... ... ૬૯
૨૬ પૂનર્જન્મમાં માનો છો? ... ... ૭૧
૨૭ અધિપતિને કાગળ ... ... ૭૪
૨૮ બાળકો જેવાં મોટાંઓ ... ... ૭૭
૨૯ ખાંડ ખાય છે ... ... ... ૮૦
૩૦ લૉર્ડ લોધીયનને પત્ર ... ... ૮૨
૩૧ દિવસમાં બે વાર પાક ઉતરે છે !... ... ૮૫
૩૨ સટોડિયાનાં માનસ ... ... ૮૮
૩૩ વણ નોતર્યો મહેમાન ... ... ૯૦
૩૪ ખુશીથી લગ્ન લો ... ... ... ૯૩
૩૫ સોલીસીટરો અને કોમી એકતા ... ... ૯૪
૩૬ સ્ત્રી સોલીસીટરો ... ... ... ૯૬
૩૭ મોડા થતા મુકદમાઓ ... ... ૯૯
૩૮ લૉર્ડ બ્રેબોર્નને કાગળ ... ... ૧૦૧
૩૯ કળિયુગનું પ્રભાતિયું ... ... ... ૧૦૪
૪૦ માનવ-પ્રાણી વચ્ચેની માયા ... ... ૧૦૭
૪૧ લખાણને માટે કાગળને બદલે
કાપડ કે ભીંત ... ... ૧૦૯
૪૧ ચઢી ગએલી ઉઘરાણીની વસુલાત... ... ૧૧૨
૪૨ ધાપ મારતાં શીખો ... ... ... ૧૧૫
૪૩ નાગની છત્રછાયા ... ... ... ૧૧૮

| | | |
|---|---|---|
| ૪૪ | લડાઇનાં નવાં શસ્ત્રો ... ... ... | ૧૨૦ |
| ૪૫ | દાણચોરીના અજબ કિસ્સા ... ... | ૧૨૩ |
| ૪૬ | વાછરડાની ચોરી ... ... ... | ૧૨૬ |
| ૪૭ | દીકરાની ચિંતા ... ... ... | ૧૨૯ |
| ૪૮ | ભાતભાતનાં ભેળસેળ ... ... | ૧૩૧ |
| ૪૯ | ભિંતને પણ કાન હોય છે ... ... | ૧૩૪ |
| ૫૦ | હાથીમાં માનવસ્વભાવ ... ... | ૧૩૭ |
| ૫૧ | મારવાડી ને ભિખારી ... ... | ૧૩૯ |
| ૫૨ | પાંખ ફફડતાં તૂટે મ્હેલ ... ... | ૧૪૧ |
| ૫૩ | ટેલીફોનાઇટીસ ... ... ... | ૧૪૩ |
| ૫૪ | પ્રગતિશીલ નામો ... ... ... | ૧૪૬ |
| ૫૫ | ઇશ્વરકા ટીકીટ હય ... ... ... | ૧૪૮ |
| ૫૬ | બાળકની વય કેટલી? ... ... | ૧૫૧ |
| ૫૭ | દાઢી નડે છે! ... ... ... | ૧૫૪ |
| ૫૮ | લબાડ સંઘ ... ... ... ... | ૧૫૭ |
| ૫૯ | કંકોત્રી પૂરાણ ... ... ... | ૧૬૨ |
| ૬૦ | લગ્નની ભેટ સોગાદો... ... ... | ૧૬૫ |
| ૬૧ | ચરખાની ભેટ ... ... ... | ૧૬૮ |
| ૬૨ | ગાલે ગુમડું થયું ... ... ... | ૧૭૦ |
| ૬૩ | આપણા વેપારીઓ ... ... ... | ૧૭૩ |
| ૬૪ | ભળતા નંબરની પંચાત ... ... | ૧૭૬ |
| ૬૫ | કડકાબાલુસનું ઓળખાણ ... ... | ૧૭૯ |
| ૬૬ | મોટાં તંત્રોની પીડા ... ... ... | ૧૮૨ |
| ૬૭ | કયો સાચુ?... ... ... ... | ૧૮૫ |
| ૬૮ | ભાત ભાતનાં નામ ... ... ... | ૧૮૯ |
| ૬૯ | ‘એઇ કાઇપો છે’ ... ... ... | ૧૯૩ |
| ૭૦ | પહેલો કટોરો ... ... ... | ૧૯૬ |

| | | |
|---|---|---|
| ૭૧ | મહાપુરૂષોના હસ્તાક્ષર ... ... | ૧૯૮ |
| ૭૨ | જપમાલા શિરોમણીની સેવામાં... ... | ૨૦૧ |
| ૭૩ | વિવિધ વાનીઓ ... ... ... | ૨૦૩ |
| ૭૪ | જીવીમાસીનું વીલ ... ... ... | ૨૦૬ |
| ૭૫ | દેડકાં પુરાણ ... ... ... | ૨૦૯ |
| ૭૬ | અદ્રશ્ય સહી ... ... ... | ૨૧૨ |
| ૭૭ | સમાજવાદીની સાથે ... ... ... | ૨૧૪ |
| ૭૮ | મઝાનાં કુરકુરિયાં ... ... ... | ૨૧૮ |
| ૭૯ | માનવ સમાજનો દુશ્મનઃ માંકડ... ... | ૨૨૧ |
| ૮૦ | વીમાના એજંટો ... ... ... | ૨૨૪ |
| ૮૧ | જમીન બેસી જશે ... ... ... | ૨૨૭ |
| ૮૨ | કીકાભાઇનું કરીશ ... ... ... | ૨૩૦ |
| ૮૩ | કામરૂ દેશની કામિની ... ... ... | ૨૩૩ |
| ૮૪ | ક્યાંથી ફૂટી નીકળ્યા ? ... ... | ૨૩૬ |
| ૮૫ | વિકસતું વિજ્ઞાન ... ... ... | ૨૩૯ |
| ૮૬ | અધિપતિનો પ્રભાવ ... ... ... | ૨૪૨ |
| ૮૭ | ફુરસદ નથી ... ... ... | ૨૪૫ |




# ☆ પરપોટા ☆

શ્રાવરીમાં ચાર મારવાડી ભાઈબંધોએ ભાગીદારીમાં રાખેલા રૂના ગોડાઉનની આ વાત છે.

એ ગોડાઉન ઘણું મોટું હતું: તેમાં ચારેય મારવાડી વેપારીઓનો સરખે હિસ્સે માલ રહેતો. દરેકની સરખી ગાંસડીઓ અંદર રહે. એ ગોડાઉનમાં એક બિલાડી આવી વસી. 'આ બિલાડી પણ આપણા સૌની' એમ એક જણે કહ્યું: 'એનો ખર્ચ એકને માથે પડે તેમ ન થવું જોઈએ.'

બાકીના ત્રણ એ વાત સાથે સંમત થયા. બિલાડીના ચાર પગ હતા તેમાંનો દરેક પગ કોનો તે પણ મુકરર થયું.

*

**એક પગને ઈજા થઈ**

એક દિવસ, એ બિલાડીના એક પગને કારમો જખમ લાગ્યો, એ બાપડીને ખૂબ વેદના થઈ. ઈજા પામેલો પગ જેના

ભાગનો હતો એ વેપારીને માહિતી અપાઈ.

એ જીવદયાનો હિમાયતી હતો એટલે બિલાડીને લઈને પ્રાણીઓના દાકતર પાસે ગયો, દાકતરે બિલાડીનો પગ જોયો, જખમ સાફ કર્યો; દવા મૂકી અને સરસ પાટો પણ બાંધ્યો— સૌ આ વેપારીની બિલાડી પ્રત્યેની લાગણી માટે અભિનંદન આપવા લાગ્યા. બિલાડી એક પગે તદ્દન લંગડી થઈ ધીમે ધીમે ચાલવા માંડી.

*

**આગ કેવી રીતે લાગી ?**

તેજ રાતે બિલાડીને પગનો પાટો સ્હેજ ઢીલો થયો. અને ક્યાંક દીવાની આંચથી સળગી ગયો. બિલાડી ગભરાઈ. એક પગે લંગડી છતાં દોડતી દોડતી તે પોતાના ઘરમાં—રૂના ગોડાઉનમાં ભરાઈ ગઈ, એટલે તો રૂ ભડભડ બળવા લાગ્યું. બિલાડી બહાર નીકળી શકી—પણ બધું રૂ બળી ગયું—હજારોની મતા ભસ્મીભૂત થઈ ગઈ.

*

**ચારમાં પડી એક તકરાર**

આથી ત્રણ મારવાડીઓ અને બિલાડીને સારવાર કરવા લઈ જનાર મારવાડી વચ્ચે મતભેદ પડ્યો. પેલા ત્રણ કહે; 'તારી માલિકીનો બિલાડીનો પગ જ આગ લગાડવામાં સીધો કારણભૂત હતો, માટે બધાનું નુકસાન તારે ભરપાઈ કરી દેવું જોઈએ.'

*

**'બિલાડી સૌની હતી'**

પેલો ભલો હતો તે કહે: 'બિલાડી આપણા ચારેની હતી, એનાથી આગ લાગી ગઈ એટલે નુકસાન સરખે હિસ્સે વહેંચી લેવું જોઈએ.'

પણ પેલા ત્રણ મમત ન મૂકે; તેમ વળી, તેઓ વધુ

પ્રતિષ્ઠીત હતા એટલે તેઓ બજારમાં કહે: 'જુઓ ભાઇ, ન્યાયની વાત છે. બિલાડીનો પગ એની માલિકીનો, એણે એને પાટો બંધાવ્યો અને એ પાટો સળગી જવાથી આગ લાગી, ને હવે નુકસાન સરખે હિસ્સે વહેંચવાનું કહે એ કેવું બેહૂદું છે? એવી એ ત્રણેની ફરિયાદ હતી.

*

**લવાદનો ચુકાદો**

છેવટે લવાદ પાસે ઝગડો લઇ જવાનું નક્કી થયું. લવાદ કહે તે નિર્ણય ચારે ય કબૂલ કરે એમ નક્કી થયું. લવાદે બધી હકીકત સાંભળી પછી જે ચુકાદો આપ્યો તે આ મુજબ:–

'આરોપીના ભાગનું જે રૂ બળી ગયું છે તેની નુકશાની ત્રણ ફરિયાદીઓએ આપવી જોઇએ કેમકે, ગોડાઉનમાં બિલાડી ગઇ તે એની માલિકીના જખ્મી પગે ચાલીને નહિ પણ બાકીના સાજાસામા ત્રણ પગોએ ચાલીને ગઇ. અને એ ત્રણ પગ આ ત્રણેયની માલિકીના હતા, એટલે ખરું જોતાં એ પગજ, આ આગ લગાડવામાં મુખ્યત્વે કારણભૂત છે.'



આ વિખ્યાત જર્મન ફીલસુફ અને માનસશાસ્ત્રી ફ્રેડરીક સ્લેર મેકરને એક જણે પૂછ્યું કે: 'તમારાં ભાષણો સાંભળવાને કોણ આવે છે?'

'મોટે ભાગે કોલેજના વિદ્યાર્થીઓ, જુવાન સ્ત્રીઓ અને બુઢ્ઢા અધિકારીઓ' તેણે જવાબ આપ્યો. 'વીદ્યાર્થીઓ આવે છે કેમકે, હું તેમના પરીક્ષકોમાંનો એક છું. સ્ત્રીઓ આવે છે તે કોલેજના વિદ્યાર્થીઓ અહીં આવે છે માટે: અને અધિકારીઓ આવે છે તે સ્ત્રીઓને લીધે. બાકી મારી ખાત્રી છે કે, એમાંના એકેયને મારા ભાષણમાં રસ હોતો નથી.'



**એ**ક ભોજન સમારંભમાં કેટલાક મિત્રોએ ભાગ લીધો હતો તે વેળાના દરેકના અનુભવ ઉદ્‌ગાર આ નીચે છે:

**શેરદલાલ:** લાડુની તેજી મારા ભાણામાં જોઈ હું ગભરાયો કારણ કે હું મંદીમાં હતો એટલે મારાથી લેવાલીમાં પડાય એમ ન હતું, મને તરતજ લાગ્યું કે આ તેજી ખોટી છે કેમકે એ ખપે એમ નથી. થોડી જ વારમાં એને કોઈ લેતું ન હતું, એના ભાવ ગગડવા માંડ્યા પણ ભાતના ભાવ, જે મંદીમાં હતા તે તેજીમાં આવવા માંડ્યા. દાળમાં વધઘટ થયા કરતી હતી અને ભજીયાં ટકેલાં હતાં. શાકમાં પહેલાં તેજી અને પાછળ-થી નરમાઈ હતી. અથાણું ચટણીના ભાવ તો બોલાતા જ ન હતા.'

*

**ઇજનેર**

યજમાને જેટલી ઊંચાઈએથી લાડુ પીરસ્યા એટલી ઊંચાઈએથી પીરસવામાં હંમેશાં જોખમ છે; વળી વાડકામાં દાળ ત્રણ ઇંચ રહે તે કરતાં વધુ ના રહેવી જોઈએ. ભોજનની વસ્તુસામગ્રી જોતાં થાળીનો ઘેરાવો ત્રણ ફીટથી વધુ હોવો જોઈતો હતો. બે પાટલા વચ્ચેનું અંતર બરાબર હતું, પણ આપણે સૌ જમવા બેઠા તે દિશા ખોટી હતી: ઉલટી દિશામાં બેઠા હોત તો પવન અને પ્રકાશનું સુખ મળત.

*

**કઢીની ઝાટકણી**

પત્રકાર: લાડુની જંગી સભા જોઈ હું ચકિત થઈ ગયો. શાક તીખું તમતમતું હતું એટલે એનો ચકચારભર્યો પ્રશ્ન મને મુંઝવતો હતો. એ સંબંધી મેં પાડોશમાં જાણીતા—જમવા બેઠેલા

રાવસાહેબની મુલાકાત લીધી પણ એમણે જણાવ્યું કે: 'હાલને તબક્કે હું કાંઇ કહેવા માંગતો નથી' કઢી હૃદયસ્પર્શી હતી એટલે ભાત સાથેના સંમેલનમાં તેની મેં સખ્ત ઝાટકણી કાઢી અને કઢીના બીજા વાડકા માટે હાકલ કરી હતી. પરંતુ, એમ જણાવાય છે કે, એ વિષે મહત્વનો મુદ્દો ઉભો થતો હતો એટલે યજમાને રસોઇયા સાથે મંત્રણા કરી હતી. એ મંત્રણાને પરિણામે જમવા બેઠેલા સંમેલનમાં 'કઢી ઝીંદાબાદ' જયનાદના પોકારો થયા હતા.

પાન સોપારી પછી, મેળાવડો વિખેરાયો હતો.

*

**ધારાશાસ્ત્રી જુબાની લે છે**

ધારાશાસ્ત્રી.:–'મેં તો રસોઇયાની ઉલટ તપાસ લીધી, એટલે તે શરૂઆતમાં શાંત હતો, પણ પાછળથી ગભરાયો અને યજમાને દસ દિવસ પછી ચુકાદો આપવાનું જણાવ્યું.

મેં રસોઇયાને પૂછ્યું: 'આ લાડુ તમે કર્યા ત્યારે તમે ક્યાં હતા?'

'કેમ વળી, શગડી પાસે' રસોઇયાએ કહ્યું.

'તે વખતે આશરે કેટલા વાગ્યા હશે?'

'અગિયાર!'

'ઇજનેર સાહેબ મોટરમાં આવ્યા તેનું હોર્ન તમે સાંભળ્યું હતું?'

'હા સાહેબ.'

'તમારૂં ધ્યાન હોર્ન સાંભળવામાં હતું કે લાડુ બનાવવામાં?'

'પ્હેલાં લાડુ બનાવવામાં, અને પછી હોર્ન સાંભળવામાં.'

'આ લાડુ, એજ કારણે વધારે પડતા શેકાઇ ગયા છે—ને બેસ્વાદ થયા છે—એવી જુબાની પડી છે: તમારે કાંઇ કહેવું છે?'

'ના.'

બસ, મારે વધુ જુબાની ન્હોતી લેવી.'

*

### તર્કશનો ઉપયોગ

વૈદરાજઃ—'કારેલાનું શાક ખાવામાં સારૂ, પણ તે સાથે બટેટા ઓટાઃ લાડુ પાચનશક્તિ વધારે છે એવું આયુર્વેદમાં લખેલું છે, પણ તે સાથે કઢીનો નિષેધ છે—તુવેર—છડેલી, દાળના રૂપમાં કે કાચી ને કાચી ખાવાથી પ્રકૃતિને હાનિ થતી નથી એમ સિદ્ધ થયેલું છે. લીંબુનો અચાર સપ્રમાણ આરોગ્યો હોય તો ભોજન ઉત્તમ પ્રકારનું મનાય છે. કઢી ન હોત—એને બદલે તર્કશનો સવિશેષ ઉપયોગ થયો હોત, તેમ વળી દાંત-ચોકઠાને હાનિ કરે એવા તાંબુલને બદલે, મારી ફાકી લીધી હોત તો, સર્વથા ઇષ્ટ હતું!'

*

### ઈન્જેકશનના હિમાયતી

ડાક્તર—:કઢીના ઇન્જેકશન્સ કોઇકને માફક આવે છે કોઇકને નથી આવતાં. જમ્યા પછી, તરતજ છાશનો ડોઝ લેવો એ માન્યતા મૂર્ખાઇભરી છે.



ચાલો, આજે તમને હું છાપાળવા શબ્દોની દુનિયામાં લઇ જાઉં. તમને એમ લાગતું હશે કે અમુક બનાવ બને ત્યારે પત્રકારો ચપોચપ તેને અનુરૂપ શબ્દો ક્યાંથી શોધી કાઢી લખતા હશે? પણ વાત એમ છે કે, તેઓ એક મસમોટું રજીસ્ટર રાખે છે તેમાં કયો શબ્દ કોની સાથે મૂકવાથી તે શબ્દ શોભી ઉઠે છે, અને પ્રસંગનો આબેહુબ

ભાવ લાવી શકે છે તે દર્શાવાયલું હોય છે એટલે જ્યારે એક એક બાજુ બનાવો બનતા જાય છે ત્યારે બીજી પાસ તેના ભાવનું નિરૂપણ કરે એવા શબ્દો પત્રકારના મગજમાં વિચારાતા હોય છે—અને એ શબ્દો બરાબર છે કે કેમ તે એવા તે પેલા રજીસ્ટરની સહાય છે.

*

**ધડાકો–બોંબનોજ હોય**

કયો શબ્દ કયા શબ્દ સાથે સારો લાગે તે જોઇ લ્યો:—જંગ શબ્દ પહેલાં ખૂનખાર આવવું જ જોઇએ. અકસ્માત હમેશાં 'પ્રાણઘાતક' જ હોય, હુલ્લડ 'ગંભીર' હોય અને આગ 'મોટી' હોય, હોનારત 'જંગી' હોય તોજ શોભી ઉઠે. ખૂન 'કરપીણ' હોય તોજ તે ઠીક લાગે.

'આંચકો' ધરતીકંપનોજ શોભે અને 'ધડાકો' મોટે ભાગે બોંબનોજ હોય તો ફક્કડ લાગે.

*

**કુદરતી અકસ્માતો**

વરસાદ મુશળધાર હોય કે ધોધમાર હોય તો સારો લાગે, વાવાઝોડું પ્રચંડ હોય તોજ તે છાપવા જેવું લાગે, 'હોડી ઉંધી વળી' એવા સમાચાર પ્હેલાં 'નદીમાં ડૂબી મુવા' એવું આવવુંજ ઘટે. અથડી પડવાનો બનાવ બે મોટર વચ્ચે હોઇ શકે અને સળગી ઉઠનાર વાહન વિમાન હોય તેજ અનુરૂપ કહેવાય.

*

**ભંગ–કાયદાનો**

બળવો હમેશાં 'ફાટી નીકળે' અમલ–લશ્કરી કે 'કડક'જ હોય, કાયદાની કલમ '૧૪૪ મી' હોય તોજ શોભે. ભંગ–મનાઇ હુકમનો, કાયદાનો કે સવિનય હોય તોજ છપાય, 'આખલા'

પ્રવૃત્તિ વાઇસરોયની જ કહેવાય, જવાબ પહેલાં 'ઉડાઉ' શબ્દ અને તે પહેલાં 'હોમ મેમ્બરના' એવી રચના થાય તો કેવું સારૂં લાગે છે! ધારાસભા–વડી હોય તોજ તેની ચર્ચા થાય અને ત્યાં યે સભામોકુફીની 'દરખાસ્ત' સત્યમુર્તિની હોય તો તે શોભી ઉઠે.

*

**સભા ભરાય ત્યારે**

ટપાટપી સભામાં જ થાય, ત્યાં ભાષણ પણ મનનીય જ હોય અને તેયે કોઇ દેશનેતાએ કર્યું હોય તો તે પહેલાં, 'જાણીતા' એ શબ્દ મૂકવો જરૂરનો છે. એ સભા મોટે ભાગે 'વિરાટ'જ હોય અને 'પરિસ્થિતિ' પર તે પ્રવચન હોય તો તે પહેલાં 'ચાલુ અને રાજકીય' એમ હોવું જોઇએ. એ સભામાં કોઇ પ્રમુખનો 'આભાર' માને તો તે અધકચરો હોયજ નહિ, હંમેશાં 'અંતઃકરણપૂર્વક'નો જ હોયઃ સભા પૂરી થયા પછી તે કોઇ 'આકાર'માં ફેરવાય–તો તે મોટે ભાગે 'સરઘસ'ના : તે સરઘસે 'ભવ્ય'જ શોભે. કામદારોની સભા લાલબાગમાં, કે નાગુ સયાજીની વાડીમાં જ હોય. એ વગર વિચાર્યે પણ સમજી શકાય.

*

**વૃદ્ધ લગ્ન સામે પોકાર**

જ્યારે આવા કિસ્સાની વાત આવે ત્યારે તે સામાજીક હોવા જોઇએ. 'સીતમની ભઠ્ઠીમાં' એમ લખવા કરતાં 'સમાજ સીતમની સળગતી ભઠ્ઠીમાં' એમ લખવાથી તેની ગંભીરતા સમજાય. હવે એ ભઠ્ઠીમાંથી કોઇને બચાવવાની વાત હોય તો તે બાળાનીજ; અને તેની કહાણી, કાયમ 'કરૂણ'જ હોય, મોટે ભાગે તો 'પોકાર'ની વાત હોય અને તે 'વૃદ્ધલગ્ન સામે' આટલું થઇ ગયું એટલે, કાંઇ પગલું ભરાય તે 'પ્રશંસનીય'જ હોય– ઘણે ભાગે તો સ્થાનીક યુવક મંડળનુંઃ આ કિસ્સાથી જે

'સનસનાટી' ફેલાય તે 'ભારે' હોય તોજ સાર્થક કહેવાય.

*

**શેરોની વેચવાલી**

ફંડ ફાળાની વાત આવે તો પહેલાં 'સંકટ નિવારણ' એ લખાવું જોઇએ. ભાવ વેપારનાજ અપાય, વેચવાલી શેરોની, ને તેજી મંદી સોના ચાંદીની શોભી ઉઠે. બનાવ ચોંકાવનારોજ હોવો જોઇએ.



"વાતમાં ને વાતમાં લલ્લુભાઇએ ભરૂચ ગુમાવ્યું તેમ તમે પરપોટા લખવામાં ક્યાંક સાન્તાક્રુઝ ગુમાવી ના બેસો!' એવી ચેતવણી સવારના પો'રમાં જ મળી—ને હું ચોંક્યો. બહાર જઇને જોયું તો લશ્કરનો ધસારો નહતો, તેમ ભૂખ્યા કિસાનોનું ટોળું પણ ન હતું. 'અરે, આ છાપામાં વાંચો. બ્હાર શું જુઓ છો?' મને કહેવામાં આવ્યું અને મેં છાપુ લીધું. સાચે જ, એક સંદેશો હતોઃ 'ઉત્તર તરફ ૧૬ માઇલ દૂર સાંતાક્રુઝ શહેરમાં સરકારી સેનાને ઘેરી લેવાનો બળવાખોરોનો ઇરાદો છે.

*

**સાન્તાક્રુઝ ત્રણ છે**

જે ગામમાં પિયર હોય તે ગામ, પોળ અને આસપાસના લત્તાઓની ભૂગોળમાં પારંગત એવી જોન ઓફ આર્ક ઉર્ફે જગદંબાને શી રીતે સમજાવું કે સ્પેનમાં પણ સાન્તાક્રુઝ છે અને ત્યાંજ બળવાખોરોનો ધસારો થશે અને એ સમાચારથી આપણા સાન્તાક્રુઝને કશોય ભય નથી! વાત એમ છે કે આપણે જે ગામ કે નામથી પરિચીત હોઇએ તેજ ગામ કે નામવાળા

સ્થળો અને વ્યક્તિઓ હોય છે એ મૂળ સિદ્ધાંત ધ્યાનમાં રાખીએ તો વસ્તુસ્થિતિ સમજવામાં સરળતા થઇ પડે. દાખલા તરીકે દક્ષિણ અમેરિકામાં પણ સાન્તાક્રુઝ છે; ત્યાં આઠ વર્ષ પર જ્વાલામુખી ફાટી નીકળેલો. સ્પેનમાં સાન્તાક્રુઝ છે ત્યાં કદાચ બળવાખોર સેના ધીંગાણું કરશે. મુંબઇના પરા સાન્તાક્રુઝમાં બહુ બહુ તો ગરબા ગવાય. લડાઇ થાય નહિ; થાય તો સાક્ષરોની શાબ્દિક લડાઇ થાય, શસ્ત્રોની તો હરગિઝ નહિ.

*

**એક નામવાળાં અનેક ગામો**

સાન્તાક્રુઝ પાસે વાંદરા ગામ છે. એનું ખરૂં નામ વાંદરે છે; પોર્ચુગીઝોએ એનો અપભ્રંશ કરી બેન્દ્રા કરી નાખ્યું. પોર્ટુગલમાં પણ એ નામનું ગામ છે. પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઇમાં છે તેમજ કરાચીમાં પણ છે. એજ નામનો સુવિખ્યાત વેપારી લત્તો એડીનબરોમાં છે. હેમ્પટન નામનું ગામ ઇંગ્લાંડમાં છે, અને ન્યુઝીલેંડમાં છે. પ્લીમથ ઇંગ્લાંડમાં છે ને તેવુંજ ગામ ઓસ્ટ્રેલિયામાં છે. અહમદનગર મહારાષ્ટ્રમાં છે, અને ગુજરાતમાં છે. ડુંગરપુર ગુજરાતમાં છે અને પંજાબમાં છે. નવાપુર સુરત જીલ્લામાં છે, અને હિમાલયની તળેટીમાં પણ છે, ચીખલી નામનું ગામ બીલીમોરા પાસે છે અને રાજપીપળા પાસે પણ છે. દહેગામ નામનું ગામ સુરત જીલ્લામાં છે, અને પ્રાંતીજ પાસે પણ છે. બામણગામ ત્રણ છે. એક બામણગામ ગંભીરા, બીજું બામણગામ ગંધારા ને ત્રીજુ બામણગામ માતર તાલુકામાં છે.

*

**જ્યાં જ્યાં વસે જઈ કચ્છી**

કચ્છમાં માંડવી મુખ્ય વેપારી ધામ છે, તેમ સુરત પાસે પણ માંડવી છે. મુંબઇનો મુખ્ય વ્યાપારી લત્તો પણ માંડવી

નામે ઓળખાય છે, વડોદરામાં પણ માંડવી નામનો લત્તો છેઃ મને લાગે છે, કચ્છી વેપારીઓ જ્યાં જ્યાં ગયા હશે ત્યાં ત્યાં તેમણે માંડવી સ્થાપ્યું હશે.

*

**ચીકુ-ગાવનો અપભ્રંશ**

શુર્પારકનું સોફાલા, કર્ણાવતીનું ખંભાત, ભૃગુકચ્છનું ભરૂચ—એમ લાંબે કાળે મૂળ નામનો અપભ્રંશ થાય છે. મહારાષ્ટ્રનો એક સાહસિક ખેડુત બસેં વર્ષ પર એક મોટું જહાજ લઇ અમેરિકા ગયેલો અને ત્યાં એક ફળદ્રુપ પ્રદેશ પર તેણે ખેતી જમાવીઃ મોટે ભાગે ચીકુનાં ઝાડ તેણે વાવ્યાં અને તેણે ચીકુ અને બીજાં ફળફળાદિનો વેપાર પણ કરવા માંડયો; તે ત્યાં પરણ્યો અને સુખી થયો એ જે સ્થળે રહ્યો તેનું નામ તેણે ચીકુ-ગાંવ એમ પાડયું. કાળ ક્રમે તેનો અપભ્રંશ થયો અને આજે તેનું નામ ચીકાગો છેઃ ચીકુ માટે નહિ પણ ચોર-બદમાસો માટે એ નગર આજ નામચીન બન્યું છે.

*

**પ્રેસ્ટન નગર**

એજ પ્રમાણે અહિંથી પેસ્તનજી નામનો એક પારસી ઇંગ્લાંડ ગયલોઃ એક ગામડામાં તેણે પરોપકારી કામ કર્યાં અને સખાવતો કરી તેથી તે ગામનું નામ પેસ્તન પડયું. આજે એ ગામ પ્રેસ્ટન નામે મશહુર છે; એટલું જ નહિ પણ એવું નામ અમેરિકાના એક નગરનું પણ પડયું છે.

—આમ, આપણે ત્યાંથી પણ પરદેશમાં જઇ નગર વસાવનારા પડ્યા છે.



છાપાઓમાં લેખકની શરતચૂકથી, કે બાતમીદારની બેદરકારીથી, કે કમ્પોઝીટરની ઉતાવળથી કે મુફ્રીડરની ભૂલથી કોઇકવાર એવું બનવા પામે છે કે, તેનાથી ગેરસમજ ઉભી થાય છે; એટલા માટે મને લાગે છે કે, શુદ્ધિપત્રકનું કોલમ દરેક છાપાએ રાખવું જોઇએ, અને એ અંકમાં રહી ગયેલી છાપભૂલોની સુધારણા બીજા અંકમાં થવી જોઇએ.

*

**'સુરત જવાનું નક્કી કર્યું'**

એવી છાપભૂલોના કેટલાક નમૂના મેં એકઠા કર્યા છે. એક ઘણાં ચર્ચાસ્પદ લગ્ન સુરતમાં થવાનાં હતા. પાછળથી એ લગ્નની યોજના પડી ભાંગી. વરને સુરતની કન્યા પરણવી ન હતી એટલે તેણે મુંબઇમાં લગ્ન કરવાની વ્યવસ્થા કરવા માંડી અને મુરત નક્કી કર્યું. એને લગતો અહેવાલ અખબારમાં આ પ્રમાણે આવ્યો: 'વરરાજાએ હવે વિચાર બદલ્યો છે અને કહે છે કે એણે સુરત જવાનું નક્કી કર્યું છે.'

—આથી ભારે ગેરસમજ થઇ પાછો ઝઘડો થયો. બીજે દિવસે એ છાપામાં આ પ્રમાણે સુધારો આવ્યો: 'વરરાજાએ વિચાર બદલ્યો છે અને કહે છે કે તેણે મુરત જોવાનું નક્કી કર્યું છે.'

*

**બેભાનને બદલે બે'રો**

બીજો એક હેવાલ આમ છપાયો હતો:

'હુમલાખોરોનો ભોગ થઇ પડેલો વેપારી હાલ હોસ્પિટલની પથારીમાં કાંદો પડયો છે અને બેરો છે (ખરી વાત

એમ હતી કે તે હોસ્પીટલની પથારીમાં માંદો પડ્યો છે અને બેભાન છે.)

*

**નાદાર દીવાનાખાનામાં**

અને આ પણ વાંચો—

'એ શ્રીમંત વેપારી સામે, કહેવાય છે કે ગંભીર આક્ષેપ છે. પોતાના મહેતાજીએ નજીવો વાંક કર્યો તે માટે તેણે તેને પુષ્કળ માર્યો, પણ, પછી વેપારી દાદર પર ઉભો હતો. જુનો હશે તેથી કે કોણ જાણે કેમ પણ એ નાદાર ઓચીંતો પડી ગયો. આથી સારી જેવી સજા પામ્યો. તરતજ તેને દીવાના ખાનામાં લઇ જવામાં આવ્યો.'

*

**એક ભાષણનો હેવાલ**

એક જાહેરસભામાં શ્રીમતી સરોજીની નાયડુએ કરેલાં ભાષણનો હેવાલ આ પ્રમાણે છપાયો હતો. તે પાછળથી સુધારાયો પણ નહતો.

'પરદેશી સલામી (ગુલામીને બદલે) ને કારણે આપણે કંઍલ (કંગાલને બદલે !) હાલતમાં જીવીએ છીએ પણ આપણે એ ભૂલવું જોઇએ નહિ કે આપણે સૌ એક માતાના ઘેટાઓ (અહીં શું જોઇએ તે કલ્પી લો) છીએ. આપણે એકી નમાજે (અવાજને બદલે) સ્વરાજ માટે કાર્ય મરવા મંડી પડવું જોઇએ.'

*

**અદાલતમાં જુબાની**

એક આરોપીએ આપેલી જુબાનીનો અહેવાલ આ પ્રમાણે પ્રગટ થયો: 'ધારાશાસ્ત્રીની ગુલાંટ તપાસમાં આટોપીએ જણાવ્યું કે 'જ્યારે હું સ્ટેશન પર ઉતર્યો ત્યારે મારા મગજમાં (લગેજને બદલે) કાંઇ હતું નહિ.'

એજ પ્રમાણે એક જ્યુરીની તપાસની વિગત આવી રીતે પ્રગટ થઇ હતીઃ

'મરનારને પ્રેમમાં નિસાસા (નિરાશાને બદલે) મળવાથી તેના હૃદયને ભારે સુખ (?) લાગ્યું હતું. અને તેથી તેણે વેર લીધું હતું. તબીબે તેની ખોપરી (હાજરીને બદલે) ની તપાસ કરતાં તેમાંથી વેર (ઝેર ને બદલે) નાં તત્ત્વો મળી આવ્યાં હતાં.'

*

**વાર્તાનો છબરડો**

એક વાર્તાનો એક ફકરો છાપામાં આ રીતે છપાયેલો મારા વાંચવામાં આવ્યો છેઃ-

એ જુવાન તેને સુંદર લાગ્યો; એને જોતાં વેંતજ એ બાળા એના પર મોઈ પડી. એના બહેરા નામું (ચહેરા સામુ) ખાકી ખાકીને એ જોઇ રહી...

જીંદગી (માંદગીને બદલે) માંથી લગનલાલ માંજો થયો. જંગલી (ભાંગલી) બોકડી (લાકડી) એની પાસે ન હતી.

...તેણે તેની પત્નીને કહ્યું કે, તું સુખેથી નાસી (કાશીને બદલે) જા; અને ધરમ ધ્યાન કરવામાં કાકીનું ('બાકીનું' ને બદલે) જીવતર પુરૂં કર!'

*

**સંગીતનો જલસો**

અને એક સંગીતના જલસાનો હેવાલ આ પ્રમાણેઃ-

એ સંગીતના ભેળસા (જલસા) માં ભારે જંગ (રંગ) જામ્યો હતો. ગાનારે જ્યારે નાવા માંડયું ત્યારે સૌ સ્તબ્ધ બન્યા. એક પછી એક તેણે મવાલી છેડવા માંડી અને વાતાવરણમાં એવી દવા પ્રસરી ગઇ કે ત્યાંથી છુટવાનું મન થાય નહિ.'



'ઓલો, લાગી–રૂપિયા રૂપિયાની' 'અરે, પાંચ–પાંચની, લાગી' એવા ઉદ્‌ગારો પરસ્પર ઉચ્ચારી કોઇ પણ નાની મોટી બાબતમાં શરત બકવાને આપણા-માંના ઘણા ટેવાયલા હોય છે. ઘણી વાર તો આવી શરત બક્યા પછી, પોતે જૂઠો પડે–રૂપિયાને બદલે પાંચની ઓફર કરનાર માણસ ખોટો પડે–તોયે એ રકમ આપવાનાં ગલ્લાં તલ્લાં કરે છે અને કહે છે: 'એ તો તમારી પાહેથી આકખી વાત કઢાવવી ઉતી, હું હમજ્યા ?'

*

**શરત બક્યા પછી**

સ્વભાવે ચક્રમ જેવા દેખાતા મારા એક પડોશી વિષે હું બીજા પડોશી સાથે વાત કરતો હતો ત્યારે તેણે મને કહ્યું કે 'એ તો બિચારો તદ્દન દીવાનો થઇ ગયો છે. મેં કહ્યું: 'એ દીવાનો નથી અને બિચારો તો નથી જ'. પણ પેલાએ માન્યું નહિ ને મને કહ્યું: 'એ દીવાનો છે જ. કરાવો ખાત્રી–પાંચ પાંચની શરત, કબૂલ છે?' મેં કહ્યું: 'શરત બરત તો ઠીક પણ એ દીવાનો નથી એ વાત ચોક્કસ છે.'

પણ પેલાએ કહ્યું: 'દશ દશની શરત. એ દીવાનો નથી એમ સાબિત થાય તો હું દશ હારૂં–નહિ તો તમે હારો.'

*

**તબીબી પરીક્ષા કરવી**

છેવટે મેં કબૂલ્યું. પેલા દીવાના ગણાતા માણસની તબીબી પરીક્ષા કરાવી અને દાક્તરે લખી દીધું: 'આ માણસ સંપૂર્ણ ભાનસાનમાં છે. જે કામ કરે છે તે પુરી બુદ્ધિપૂર્વક

જોઈ વિચારીને કરે છે પણ જાણી જોઈને દીવાનો હોવાનો ડોળ કરે છે.'

આ રિપોર્ટ જ્યારે આપ્યો ત્યારે તે લઈ મેં મારી સાથે શરત બકનાર પડોશીને તે બતાવ્યો.

*

**'અમથું હસવા ખાતર'**

મને આશા હતી કે, મારા જીતેલા દશ રૂપિયા મને મળશે. પણ પેલો કહે કે, 'દાક્તરબી ખરો, આખરે એ ઘોંગસોંગ કરવાવાલાને ઓલખી કાયડો' એમ કહીને એ હસી પડ્યો.

'હા. પણ હવે પેલા દશ રૂપિયા...'

'એ સું બોયલા, મારા સાહેબ. તમે હું એમ માનતા ઉતા કે હાચેહાચ મેં સરત બકેલી છે?—એ તો હું અમથું હસવા ખાતર કે'તો ઉતો!'

*

**એણે જોડા ચાવ્યા**

તે દિવસથી હું કોઈ જાતની શરત બકતો નથી—અથવા બકું છું તો શરત બકનાર પાસે પહેલેથી કોઈ ત્રીજે સ્થળે ડીપોઝીટ મૂકાવું છું. પણ, આજે તો મને સંતોષ છે કે, મારા જેવા એક બીજા માણસને પણ એવો અનુભવ થયો છે. વાત એમ બની કે, થોડા વખત પર પોલાંડના પાટનગર વોરસોથી સો માઈલ દૂર ડ્રોઈકઝીન ખાતે, સોળ વર્ષનો એક વિદ્યાર્થી, એક સાંજે જોડા ચાવતો બેઠો હતો. એની આસપાસ નાનું સરખું ટોળું જમા થયું. બધાં કહેવા લાગ્યાં: 'અલ્યા, તને ભૂખ લાગી હોય તો, લે, ખાવાનું લે: પણ જોડા શું કામ ચાવે છે?'

*

**પોણોસો રૂપિયાની શરત**

'ભૂખ તો મને લાગી છે, પણ અન્ન નથી ખાતું. પેલો સામો ઉભો છે એ દુકાનદાર મને કહે છે કે, 'તું જોડા ચાવે ત્યારે ખરો' મેં કહ્યું: 'હું ચાવી જઈશ. પછી અમે એ માટે શરત બકી છે. હું જોડા ખાઈ જાઉં તો એ મને પોણોસો રૂપિયા આપે અને બન્ને જોડા ચાવીને ખાઈ ન જાઉં તો મારે તેને દશ રૂપિયા દેવાના !'

*

**'એ તો મસકેરી ઉતી'**

એમ કહી, એ વિદ્યાર્થીએ ફરી જોડા ચાવવા માંડ્યા. બન્ને જોડા પુરા ચાવીને ખાઈ જતાં તેને ત્રણ કલાક થયા ત્યારે તેને આનંદ થયો. પેલા દુકાનદાર પાસે જઈ તેણે કહ્યું: 'લાવ, પોણોસો રૂપિયાઃ વચનની કિંમત હોય તો પાળજે !'

'અરે, ચલરે છોકરા, વાત લાયવો' પેલાએ કહ્યું: 'એ તો ખાલી મસકેરી ઉતી: રૂપિયા કેવા ને વાત કેવી ?'

—હવે પેલો વિદ્યાર્થી એના પર મુકદ્દમો માંડવાની ભાંજગડમાં પડ્યો છે.



## તબિયત કેમ છે ?

છેલ્લા એ દિવસથી મને સળેખમ થઈ ગયો છે એટલે મારા ભલા મિત્રો 'તબિયત કેમ છે ?' એ પ્રશ્ન વારંવાર મને પૂછે છે. કો'ને ખબર કેમ પણ એ પ્રશ્ન મને રૂચતો નથી. ત્રણ ચાર ડીગ્રી તાવથી પીડાતો કે શીરો વેદના અનુભવતો ત્યારે પણ 'કેમ ભાઈ, તબિયત કેમ છે ?'

એ સવાલ કોઇ પૂછે તો મને અકારૂં લાગતું. આનું કારણ એ છે કે, તબિયતનો પ્રશ્ન આપણે એટલો બધો સાધારણ કરી નાખ્યો છે કે, હવે એ પ્રશ્નની ગંભીરતા ચાલી ગઇ છે. ટ્રેનમાં ને બસમાં, રસ્તે ચાલતાં કે મોનજીનીમાં ચ્હા પીવા જતાં કે ઓફિસમાં, કોઇ મિત્ર, ઓળખીતું માણસ કે સગુંવ્હાલું આપણને મળે ત્યારે આપણે તેને પહેલો પ્રશ્ન એ પૂછીએ કે, 'કેમ તબિયત ખુશમાંને?'—આ પ્રશ્ન કોઇ દાકતર પૂછતા હોય તો આપણે માનીએ કે, એ પોતાના ધંધા માટેનું ક્ષેત્ર આપણી પાસે માગે છે; પરંતુ સામાન્ય માણસ એ સવાલ કેમ પૂછતો હશે તે સમજાતું નથી.

*

એક વાર એક આદમી સાથે રેલ્વે સ્ટેશન પર મારે બોલાચાલી થઇ ગઇ. મુંબઇમાં ઘણી વાર બને છે તેમ અમે મારામારી પર ઉતરી પડત. ખરૂં પૂછો તો, એને શિયાળુ મેથીપાક જમાડવાનો મેં આગ્રહ પણ કરેલો પરંતુ એક મુરબ્બી વચ્ચે પડ્યા અને અમે છુટા પડ્યા. પણ વળી, હમણાં તાજેતરમાં જ એ માણસ મને પાછો મળ્યો ત્યારે તેણે પહેલો પ્રશ્ન એ પૂછ્યો કે: 'કેમ તબિયત તો મઝામાંને?' જેની સાથે મને અણબનાવ થયો એણે મને આવો સવાલ કેમ પૂછ્યો?' કદાચ એના મનમાં એમ હશે કે, 'આજે એની તબિયત ઠીક ન હોય તો હું જ એને મેથીપાક જમાડું' પણ હું એની એ યુક્તિ સમજી ગયો હતો, એટલે મેં કહ્યું કે, 'તબિયત તો, ભાઇ આજકાલ પ્હેલવાન જેવી રહે છે.'

*

મારી તબિયત વિષે જાણવાનું એ માણસને કેમ કુતૂહલ થયું એ જેમ હું જાણી ગયો તેમ એક દાકતર મને વારંવાર 'કેમ તબિયત તો ઠીક રહે છે ને?' એ પ્રશ્ન કેમ પૂછે છે તેની

મને ખબર પડી ગઈ છે. મને આ સળેખમ થયુ છે તે દરમ્યાન એ દાકતર ફરી મને મળી ગયા. 'અરેરે તમને સળેખમ થયું છે ?' એમણે કહ્યું. તેમના એ શબ્દો પાછળનું રહસ્ય હું તારવી શકયો એટલે મેં કહ્યું કે: 'દાકતર, એ તો સ્હેજ: આવું તો મને હંમેશ હોય છે.'

'શું કહ્યું ?' દાકતર બોલી ઉઠ્યા. 'માથું ભમી જશે. અરે, તમને ચિત્તભ્રમ થઇ જશે. તમે કંઇ દવા તો કરો. અમે તમારા મિત્ર થયા તે શા કામના ?'

અલબત્ત, દાકતર મૈત્રી ગાઢ બનાવવા માગતા હતા એ સ્પષ્ટ હતું, અને એ મૈત્રી ગાઢ બને તો સાચે જ મને ચિત્ત-ભ્રમ થાય તેમ હતું. મને ચિત્તભ્રમ થાય એવું જ કરવાની તેમની ઘણા વખતથી ઇચ્છા હતી. પણ હું તેમને મચક આપતો ન હતો. મેં કહ્યું: 'દાકતર હું દવામાં માનતો નથી. કુદરતી ઉપાયોમાં માનું છું. નેચર ક્યોર, દાકતર, નેચર ક્યોર !'

*

દાકતર બહુ ચીવટવાળા હતા. એટલે એમણે મને બહુ સમજાવ્યો. 'નેચર ક્યોર'માં માનતો હોઉં તોયે મને દવા લેવાની ભલામણ કરી. મેલેરીઆમાંથી ન્યુમોનીઆ થઇ જાય, તે ડબલ ન્યુમોનીઆમાં પરીણમે, માંદગીમાં ખર્ચ થાય, સગાવ્હાલાની ચિંતા વધે એ બધું શાસ્ત્રીય રીતે તેમણે મને સમજાવ્યું. પણ જૂના જમાનામાં મેં હઠયોગ સિદ્ધ કરેલો હોવાથી મેં કહ્યું: 'દાકતર, મારો નિર્ણય નહિ ફરે. ખરી વાત એ છે કે, કોઇ કોઇવાર આમ સળેખમ થાય તે મને ગમે છે. સળેખમથી મારી તબિયત બગડી છે એમ મને લાગતું જ નથી.' દાકતર આ જવાબ સાંભળી હસ્યા ને મને વિચિત્ર માની ચાલી ગયા.

*

આથી મારી તબિયત વિષે પૂછનારનો, એ પ્રશ્ન પૂછવામાં એનો પ્રમાણિક હેતુ શો છે એનો વિચાર પ્હેલો કરી પછી જ હું એને જવાબ દઉં છું. એ પ્રશ્ન પરસ્પર કેમ પૂછાતો હશે એજ મને તો સમજાતું નથી. જાણે બધા જ માંદલા, નમાલા તાવથી પીડાતા હોય એમ શું આપણે માની લઇએ છીએ!

કાલે સાંજે ફ્લોરા ફાઉન્ટન ટ્રામજંકશને એક ગઠીઆ જેવી તબિયતના માણસને એકે પૂછ્યું: 'કેમ મિસ્તર તબિયત કેમ છે?' અને પેલાએ જવાબ દીધો: 'તારા જેવા ચારને ખોખરા કરી દઉં એવી' આવો જવાબ મળવાની પેલાએ આશા નહિ રાખી હોય ને તેથી, તબિયતનો પ્રશ્ન પૂછવા માટે પસ્તાયો પણ હશે. આપણે પણ કોઇને તબિયત વિષે એમ પ્રશ્ન પૂછશું તો કોઇવાર પસ્તાશું છતાંયે, મારી ખાત્રી છે કે, ઘણાં માણસો હજી ઘણાં માણસોને પૂછશે: 'કેમ, તબિયત કેમ છે?'



## હુલ્લડમાં ગયો ન હતો

તમે એમ ન માનશો કે હું આટલા દિવસ હુલ્લડમાં ગયો હતો: હુલ્લડમાં માણસ અનેક કામ માટે જઇ શકે છે. હુલ્લડ કરવા કે ઉશ્કેરવા; એ કામ ન હોય તો દુકાન લુંટવા કે લુંટમાં ભાગ લેવા અથવા રસ ધરાવવા. સારા માણસ આવા કામ માટે જાય નહિ. પણ તેમ છતાં તેઓ હુલ્લડમાં જાય છે—હુલ્લડ શમાવવા અથવા હુલ્લડીઆઓને સમજાવવા; પણ હું તો એ માટેય ન્હોતો ગયો. કદાચ પથરો લાગી જાય તો તો જાણે સમજ્યા પણ કોઇની છરી લાગે કે પોલિસ શક પરથી પકડી જાય તો? માટે, એ કારણે પણ

પણ હુલ્લડમાં જવું ઠીક ન હતું.

*

## ફરજીયાત જવું પડે છે

પણ આ ઉપરાંત કેટલાકને ફરજીયાત હુલ્લડમા જવું પડે છે. છાપાંઓના રીપોર્ટરોને, સેવાભાવી સંસ્થાઓના સ્વયં સેવકોને, પોલિસને–કોન્સ્ટેબલોને, સરકારી અમલદારોને. હુલ્લડમાં પોતાના કામની ફરજ બજાવનાર આ લોકોને ભારે સાવચેતી અને સમયસૂચકતા રાખવાની હોય છે. આ ઉપરાંત કેમ જાણે તમાસો કે નાટક, સરકસ કે રંગરાગ જોવા જવાના હોય તેમ કેટલાક 'હુલ્લડ જોવા' જાય છે. આવા 'પ્રેક્ષકો'માંથી કોઇએ પથરા ખાધાના કે હુમલાના ભોગ બન્યાના દાખલા પણ મળ્યા છે. આથી જ્યારે 'અરે જરા જોઇ તો આવો' એમ મને મિત્રોએ કહ્યું ત્યારે 'આ...ચાલ્યો' કહી બગલમાં છત્રી મારી હું ગયો–પણ હુલ્લડમાં નહિ, હવા ખાવા.

*

## ઘાટી આવ્યો નહિ, અને

હુલ્લડને અંગે થયેલી અસર જોવા મેં પ્રયાસ કર્યો. 'માઝયા ઘરા જવળ એકાવર દગડફેંક ઝાલી. મ્હણુન મી કામાવર નાય યેઇલ' એ જાતની સૂચના કોન્ટેકર–બેફીકર ઘાટી શ્રીમાન તુકા ઇહુએ આપી તે પછી મારા ઘરમાં દરેકના મગજનો પારો ૧૦૧ થી વધુ ચઢેલો મને માલમ પડ્યો. શહેરમાં માંસ મળતું નથી માટે માંસાહારીઓ શાકાહારી બની ગયા છે એથી શાક મોંઘુ થયું, કાંઇ પણ કારણ વિના માત્ર હુલ્લડને બ્હાને દૂધવાળો ભર ઉનાળામાં કોને ખબર કયાંથી દૂધમાં વધારે પાણી નાખી શક્યો.

**ઉઘરાણી કરી ત્યારે**

'હવે થોડીજ રકમ રહી છે, આજનો વાયદો છે; આપી દો' એમ એક ઓળખીતા પાસે મેં ઉઘરાણી કરી ત્યારે તેણે જણાવ્યું કે: 'ખરી વાત, પણ મારા જે મિત્ર પાસે હું નાણાં માગું છું તે મને હાલ આપી શકે તેમ નથી; એની દુકાન પરમ દિવસે લુંટાઇ એટલું જ નહિ, પણ તે તેના કુટુંબ સાથે હાલ મારે ત્યાં રહેવા આવ્યો છે.'

'ત્યારે શું લાગે છે? કયારે આપી શકશો?'

'હુલ્લડ પતે પછી વાતઃ તે વેળા કાંઇ વિચાર કરીએ!'

—અરે ખુદા, ને મારૂતીઃ જેમ બને તેમ જલદી રમખાણ પતાવી દોઃ કે જેથી એ બાપડો નાણાં આપવાનો કાંઇ વિચાર કરી શકે.

*

**ઓફીસે ન ગયો**

'મારા મકાનને પાંચમે માળે મારી ઓરડીમાં બેઠો છું. નીચે ઉતરાય એમ પણ નથી. મારામારી ચાલે છે' કહી, એક કારકુને પોતાની પેઢીને ટેલીફોનનો સંદેશો મોકલ્યો. એ મિસ્તરને બચાવવા માટે બે ચાર જણા ગયા ત્યારે 'મકુંજે એ તો બે ભાઇબંધો જોડે સીનેમામાં ગીયા છે' એવા મધુર અવાજમાં તેમનો સત્કાર થયોઃ પુરી તપાસ કરતાં માલમ પડયું કે, એ ભાઇ સાહેબે હુલ્લડને બ્હાને પાંચ દહાડા ગાબડી મારી હતી. હવે આજે તેમને ઓફીસમાં જવું પડયું છે.

*

**મુંબઈ આવી પહોંચ્યા**

'ભાઇને કહું કે, મને તો તારી કાંઇ ચિંતા થાય–કાંઇ ચિંતા થાય' એમ કહી, એક મિત્રના કાકા ઓચિંતા, આ હુલ્લડ દરમ્યાન મુંબાઇ આવી પડયા. ખુબીની વાત તો એ કે,

એમનો ભત્રિજો હુલ્લડ થવા માંડ્યું ત્યારથી સાવચેતીથી રહે, ને વ્હેલો ઘેર આવે: પણ આ એમના કાકા હુલ્લડ 'જોવા' જાય અને મોડા ઘેર આવે. ભત્રિજાની ચિંતા કાકા કરે તે કરતાં હવે કાકાની ચિંતા ભત્રિજાને કરવી પડે છે. મેં એ કાકાને પૂછ્યું 'માત્ર તાર કરી, જવાબ મંગાવવો હતો ને? આવ્યા શું કામ?'

'અરે, ભાઇને કહું કે, મમ્બઇ આવવાનું મન થીયાજ કરતું ઉતુ, તાં હુલ્લડ જાયગુ એટલે દીલમાં થીયું કે લાવ, હુલ્લડ જોવાહે, ને ભાઇની પાંહે રહેવાહે!'



## અજગરનું ચામડું

અજબ જેવી હેન્ડબેગ મારા જોવામાં આવી. એક ઇટાલીયન વેપારીને કાલે હું મળ્યો ત્યારે તેની પત્ની પાસેની હેન્ડબેગ આશ્ચર્યજનક હતી. 'એ શાની બનાવેલી છે?' મેં પૂછ્યું.

'તમેજ કલ્પના કરો!'

પણ મારાથી સમજાયું નહિ, તે બેગ કપડાંની તો નહોતી જ, રેશમની ન હતી, છતાં મુલાયમ હતી–'કદાચ કોઇ ચામડાની હોય–છતાં આવું કાબરચીતરૂ રંગીન ચામડું જોવામાં નથી આવતું' મેં કહ્યું.

'તમારી કલ્પના કંઇક અંશે સાચી છે' એમ મને કહેવામાં આવ્યું. એ બેગ અજગરના ચામડાની હતી.

મને વિચાર આવ્યો. માણસો પણ કેવા હોય છે? મરી

ગયેલા અજગરમાંથી પણ ધન પેદા કરવા, તેની ચામડી ઉતારી લઈને તેની વિવિધ વસ્તુ બનાવીને વેચવામાં આવે છે.

*

### સાપ કાંચળી ઉતારે ત્યારે

અજગરના ચામડાની શી શી વસ્તુઓ બને છે એ જાણવામાં તમને રસ પડશે. હેન્ડબેગજ નહિ પણ તેને બૂટ વાપરનારી ગૌરીઓ પણ છે. વળી, તેનો ગલપટો બનાવાય છે; કટીમેખલા પણ બને છે: તેના ગ્લવ્ઝ-હાથ મોજાં અને નેકટાઈ પહેરનારાં પણ પડ્યાં છે.

અજગરની ચામડીનો આવો ઉપયોગ આપણા દેશમાં જાણીતો નથી. પરંતુ, પશ્ચિમમાં હવે થોડો થોડો જાણીતો થયો છે. આપણે ત્યાં સાપની કાંચળીનો ઉપયોગ સૌ જાણે છે. એમ મનાય છે કે, સાપ કોઈને ત્યાં પોતાની આખી કાંચળી ઉતારી જાય તો તે માણસનું નસીબ ખૂલી જાય. તેનું ભાગ્ય ઉઘડી જાય.

રેશમી વસ્ત્રોમાં સાપની કાંચળી રાખવાથી જીવજંતુ આવે નહિ એ માન્યતાથી કબાટોમાં વસ્ત્રોની વચ્ચે કાંચળી રાખવામાં આવે છે.

*

### વ્યાઘ્રચર્મ અને મૃગચર્મ

વાઘનું ચામડું—વ્યાઘ્રચર્મ આપણે ત્યાં હજીય વપરાય છે. પ્રાચીન ઋષિ મુનીઓ એનો ઉપયોગ કરતા, અને આજે લાખ્ખો તગડા જેવા નાગા બાવાઓ ગમે ત્યાંથી એ મેળવી લે છે. એજ પ્રમાણે મૃગચર્મ-હરણના ચામડાનો ઉપયોગ પણ થાય છે.

વ્યાઘ્રચર્મ અને મૃગચર્મનો ઉપયોગ મુંબઈના એક આલી-

શાન બંગલાના દીવાનખાનામાં, વિશાળ પડદા—પંખા તરીકે થયલો પણ મેં જોયો છે.

*

### મોરપીંછાંનો ઉપયોગ

સસલાની ચામડીના 'ફર' બનાવી તે પહેરનારી યુરોપની રમણીઓ હોય છે, એટલું જ નહિ, પણ કોને ખબર કેમ તેમને મરઘાનાં સફેદ પીંછાં કે બીજાં કોઇ પક્ષીનાં રંગબેરંગી પીંછાં પોતાની ટોપીમાં મૂકી પહેરવામાં મઝા પડે છે. આપણે ત્યાં, મોરના પીંછાંના પંખા જાણીતા છે. કોઇક વળી, મોરપીંછના પડદા કરે છે અને કોઇક એ પીંછામાંથી લખવાની કલમ બનાવે છે.

*

### ભેંસના ચામડાનો ડગલો

ભેંસના ચામડામાંથી પગરખા બનાવી શકાય એ તો જાણીતું છે; પણ તેમાંથી એક જણે ડગલો પણ બનાવ્યો હતો એ મેં નજરે જોયું છે. ડગલા માટે એના કરતાં હાથીનું ચામડું વધારે સારૂં એમ એ ડગલાના પહેરનારે મને કહેલું, અને એને એ અખતરો કરવો હતો, પણ તેણે તે કર્યો કે નહિ તેની મને ખબર નથી.

હાથીનું ચામડું આખું ઉતારવું મુશ્કેલ છે—એના તો માત્ર દાંતજ વાપરી શકાય છે.

પ્રાણીઓને મરી ગયા પછી પણ તેમને સુખે અગ્નિદાહ કે ભૂમિદાહ દેવાતો નથી: તેમની ચામડી ઉતારી લેવાય અને તેમાંથી કમાવાની ભાવના સેવે એ કેવી મનોદશા હશે ?



# પડી ટેવ તે તો ટળે કેમ ટાળી !

પરગામના એક ન્યાયાધીશ મારે ત્યાં મેમાન તરીકે આવ્યા છે. જીંદગીમાં જે ટેવ માણસને પડી હોય છે તે જેમ જતી નથી તેમ તેમને પણ દરેક મુકદમાનો ઉપસંહાર કરવાની ને તે વિષે ચુકાદો આપવાની પડેલી ટેવ જતી નથી. તેમના પુત્રને ગઇ કાલે રમતાં વાગ્યું; એટલે તેમણે કહ્યું: 'સંધ્યાકાળ હતો; સામન્ય રીતે બાલકો માટે એ રમવાનો કાળ હતો તેથી તે રમવા ગયો એ સાવ સ્વાભાવિક છે, પણ પાડોશીના છોકરાએ જાણીજોઇને તેને માર્યું એ હકીકત છે. હવે, જો એમ માની લઇએ કે, પેલાને ઉશ્કેરણીનું કારણ આ છોકરાએ દીધું હોય તો પેલો મારે; પણ એવું બનવું અશકય છે. મેમાન થઇને આવેલો છોકરો ઓચીંતો ઉશ્કેરણીનું કારણ આપે એ બનવાજોગ નથી.

એટલે પેલો ગુન્હેગાર ઠરે છે, પણ તમારા બધાંની વાતચીત પરથી એમ લાગે છે કે, એનો ગુન્હો આ પહેલોજ છે એટલે આપણે જવા દઇએ.'

*

**દાઢી જેટલું વિશાળ હૃદય**

એ ન્યાયાધીશ પોતાના રસિક અનુભવો કહે છે. એકવાર તેમની અદાલતમાં એક આરોપીની જુબાની લેવાતી હતી. તે આરોપી દાઢીવાળો હતો. ન્યાયાધીશે તેને કહ્યું : 'તારી દાઢી જેટલું તારૂં હૃદય પણ વિશાળ હોય તો કેવું સારૂં !'

'અરે સાહેબ,' આરોપીએ કહ્યું: 'જો દાઢી પરથીજ આપ હૃદયની વિશાળતાનું માપ કાઢતા હો તો! માફ કરજો, આપને દાઢી નથી, આપનું હૃદય વિશાળ ક્યાંથી હોય?'

*

**વકીલની જુબાની વેળા**

એમની અદાલતમાં એક વાર એક વકીલની જુબાની લેવાતી હતી. બચાવપક્ષના ધારાશાસ્ત્રીએ સાક્ષીને પૂછ્યું: 'તમારો ધંધો શો ?'

'કાયદાશાસ્ત્રી છું, સાહેબ.'

'એમ, તમે કાયદાશાસ્ત્રી છો ?' હસીને ઉમેર્યું ' તમને તો હું ખીસ્સામાં મૂકી દઉં ' કહી જુબાની પૂછનારા ધારાશાસ્ત્રીએ બડાશ મારી.

' તમે તેમ કરો તો તમારા મગજમાં છે તે કરતાં તમારા ખીસ્સામાં કાયદાનું જ્ઞાન વધારે હશે' એમને જવાબ મળ્યો.

*

**તમે પ્રાર્થના કરી હોય**

એમના એક સાથી ન્યાયાધીશની વાત તેમણે કહી. એક માણસને દેહાંતની સજા એ ન્યાયાધીશે કરી, તે વેળા ચુકાદો આપતાં કહ્યું કે 'તને દેહાંતની સજા ફરમાવવામાં આવે છે, પ્રભુ તારા આત્માને શાંતિ આપે.'

ઓચિંતોજ આરોપી મોટેથી બોલી ઉઠ્યો: 'બસ કરો ન્યાયાધીશ, મારે માટે તમારે પ્રાર્થના કરવાની જરૂરત નથી. તમે જેને માટે પ્રાર્થના કરી હોય તે માણસ વધુ વખત જીવ્યો જાણ્યો નથી.'

*

**ત્યાંજ આવ્યો છું, સાહેબ !**

' મને બહુ આકરી સજા થઇ ' એક તુર્કી વેપારીએ કહ્યું અને ન્યાયાધીશે જવાબ દીધો; મેં તો કહ્યું હતું કે ' કાજી પાસે જઇ ટંટો પતાવો, તમે ન માન્યું. જાઓ કાજી પાસે જાઓ.'

' પણ એ તો તમારાજ કાકા થાયને ?'.

'ત્યારે મોટા વજીર પાસે જાઓ.'

'એનો ખાનગી મંત્રી તમારોજ પિત્રાઇ છે.'

'ત્યારે તું સુલતાન પાસે જા,'

'અરે, તેમની માનીતી સુલતાના તમારી ભત્રિજી છે!'

'જા. ત્યારે દોજખમાં જા,'

'ત્યાંજ આવ્યો છું સાહેબ! અને જોઉં છું કે અહીંયે તમારા સ્વજનો ઓછા નથી.'



## નામનાં રૂપાંતરો

કલ્પના કરનાર એક ખાતમીદારે છપાવ્યું છે કે, શ્રી. જમનાદાસ મહેતાને મુંબાઇ સરકારમાં નહિ ફાવે તો, તેઓ જામનગરના દીવાન થાય એવો સંભવ છે! આ સંબંધી શ્રી. જમનાદાસ મહેતાને, એક મેળાવડા દરમ્યાન, જમનાદાસ નહિ પણ જામ–ના દાસ તરીકે સંબોધવામાં આવેલા એવો ઇસારો પણ કરવામાં આવ્યો છે.

પણ એ પાર્ટીમાં શ્રી. જમનાદાસને માત્ર જામ–ના દાસ તરીકે જ સંબોધવામાં આવ્યા ન હતા. એવો ઉલ્લેખ થયો કે તરતજ એક જણે કહ્યું કે, 'જમનાદાસનું નામ ખોટું છે એ ખરૂં; પણ તેઓ જામ–ના દાસ નથી. તેઓ જન–ના દાસ છે.' –અને એક જણાથી ના રહેવાયું તે બોલી ઉઠયોઃ 'એ પણ ખરૂં નથીઃ તેઓ જમાના–ના દાસ છે!'

*

**રમણલાલ**

મૂળ નામનાં આવાં રૂપાંતર કરવાં હોય તો શકય છે. દાખલા તરીકે રમણલાલ જેવું સામાન્ય નામ લ્યો. જે અનેક રમણલાલો આપણા સમાજમાં છે એમાંના એકને હું ઓળખું

છું: એના નામનાં લગભગ અર્ધા ડઝન—અને બધાંયે સુયોગ્ય—રૂપાંતર થયાં છે. પ્હેલાં તો, જ્યાં જમવાનું નોતરૂં મળે ત્યાં જવા તે ચુકતા નહિ એટલે તેમનું નામ જમણુલાલ પડ્યું. તેમના પેટના પરિઘનું માપ અસાધારણ હોવાથી કોઇક તેમનું નામ ધમણુલાલ પાડ્યું: અને તેમને ઢોકળાં વધુ ભાવતાં હોવાથી એકે તેમને ખમણુલાલ નામની ભેટ આપી. આ માણુસ ભૂલે ચુકે આવે તો ઉઠેજ નહિ એવો છે એટલે એક ઓળખીતા તેમને ગ્રહણુલાલ તરીકે પણુ સંબોધે છે.

*

### સામા—અને ધામા

મારે ત્યાં ઘરનોકર છે એનું મૂળ નામ સોમા છે. એને બ્હારના મિત્રો રામા તરીકે બોલાવે એ સ્વાભાવિક છે પણુ જ્યારે જરૂર હોય ત્યારે તે મળતો નથી એટલે હું એને ટીખેટના ‘લામા’ કહીને સંબોધું છું. જ્યાં જાય ત્યાં રોકાઇજ રહે એવો એ છે એટલે ઘર—રાણી એને ‘ધામા’ કહી ઠપકો આપે છે: વારંવાર આવા બનાવો બને છે છતાં પેલો સુધરતો નથી એટલે ચબરાક બુચો ‘ભોટમામાભાઇ’ તરીકે એને વધાવે છે.

*

### ધૂળાભાઇનાં ઉપનામો

એવા એક ધૂળાભાઇ નામના કણુબીની વાત પણુ રસિક છે. એમને કોઇ દબડાવે તો યે તે બોલી શકતા નથી એટલે બધા એને લૂલાભાઇ કહે છે: પણુ તેમ છતાં એની ઠઠ્ઠા ઉડાવવા ખૂબ વખાણુ થાય છે ત્યારે તે ફુલાઇ જાય છે એટલે તેને ફુલાભાઇ કહેનારા પણુ થોડા મિત્રો છે: આમ સાવ ભોળા અને સહૃદય છે એટલે કોઇક એને ભોળાભાઇ તો કોઇક કુંળાભાઇ

તરીકે પણ એને ઓળખે છે અને બધાં શાકભાજીમાં તેમને મૂળાજ વધારે ભાવે છે એટલે મૂળાભાઇ તરીકે પણ તે જાણીતા છે.

*

**મૂળજી–મુંજીભાઈ**

એક મૂળજીભાઇ મુંજીભાઇ તરીકે સુવિખ્યાત છે પણ તેમના કરતાં વધારે સારો દાખલો એક કરસનદાસનો છે. એક-વાર વચન આપે કે શરત મારે પછી તે પાળતા નથી એટલે તેમણે સરકણદાસ કહેવામાં આવે છે; પણ તેઓ કાયમ પ્રસન્ન રહે છે તેથી પરસનદાસને નામે પણ તેઓ ઓળખાય છે. તેઓ ખૂબ ચપળ છે, બજારમાં આંટા મારી આવી, અને સૌને 'કેમ છો, મઝામાં ?' એટલું પૂછતા આવે, એના દર્શન રોજ સૌને થાય તેથી તેમને દરશનદાસ પણ કહેવામાં આવે છે, આટલું ઓછું હોય તેમ, મીઠાઇને બદલે તેમને ભજીયાં વધારે ભાવતાં હોવાથી એમનાં પાસેનાં કુટુંબીઓ એમને ફરસાણદાસ તરીકે પણ ઓળખે છે.

*

**મીઠાલાલ–ઘેટાલાલ**

એક આદમીને હું ઓળખું છું તેનું નામ તો છે મીઠા-લાલ પણ એના માથાના પહેરવેશ પરથી ફેંટાલાલ, એની કાયમની લાકડી પરથી ઠીઠાલાલ, એના અમ્મર વચનો પરથી ખોટાલાલ, એના શરીરે ઘણા વાળ છે તેથી ઘેટાલાલ અને દીલનો મેલો હોવાથી છેટાલાલ એવા અનેક નામે એમના સંબંધીઓ, મિત્રો, નાતીલાઓ વગેરે ઓળખાવે છે.



## રાજીનામાના પ્રકાર

મારો ફેમીલી ડોકટર ૪૪ વર્ષે પહોંચ્યો છે. એને ત્યાં

૧૮ વર્ષથી કમ્પાઉન્ડર છે. એ રહ્યો ત્યાર પછી તરત જ દર ૭ મહીને એ રાજીનામું આપતો—એ આપી આઠ પંદર દિવસ ગાબડી મારી દેશમાં જતો, ને પાછો આવતો. પછી તેણે દર મહીને રાજીનામું દેવા માંડયું, એક સવારે ડાકટર પર ચીઢાઇ, એણે મારા દેખતાં જ, એમને કહ્યું: 'સાહેબ મારૂં રાજીનામું' અને તે કોટ પહેરી ચાલતો થયો.

'મારી સાંજની દવા કોણ બનાવી આપશે?' મેં દાકતરને કહ્યું 'જરા એને રોકવો તો હતો. બે ચાર દિવસ પછી જવાનું કહેવું હતું.'

'તમે સાંજે નિયમીત સમયે આવજો; તમને એજ કમ્પાઉન્ડર દવા આપશે.'

—અને સાંજે એજ કમ્પાઉન્ડર દવા બનાવતો હતો.

*

**એમાં રેકોર્ડ તોડનાર**

મુંબઇના એક પત્રમાં ૧૫ વષમાં ૧૭ તંત્રી બદલાયા એવી વાત એક પત્રકારને મેં કહી ત્યારે તેણે કહ્યું: 'પણ પાંચ વર્ષમાં મેં સાત છાપાં બદલ્યાં એ નવાઇ જેવું નથી લાગતું?' અને પછી તેણે કહ્યું 'દરેક ઠેકાણે, જરા મતભેદ થાય એટલે રાજીનામું ફટકાવી હું તો ચાલતી પકડું. પણ મારો રેકોર્ડ તોડનાર એક ગોરા પત્રકારને મેં અલાહાબાદમાં જોયો છે. જો કે પત્રકાર તરીકેના છેલ્લા થોડા વર્ષમાં એ સ્થિતિસ્થાપક રહ્યો છે, પણ ૧૮ વર્ષની વયથી એ આપણા ધંધામાં પડયો અને ૩૦ વર્ષની વયે પહોંચતાં પહેલાં તે અનેક અખબારી ઓફીસો ખુંદી વળ્યો.

*

**અળગો થા—નહિ તો અધિપતિ**

એક બીજા પત્રકારનો અનુભવ જાણવા જેવો છે. તે નવો સવો પત્રકારત્વમાં પડ્યો. ઉપતંત્રીપદે પહોંચ્યો ન પહોંચ્યો તે પહેલાં અખબારના માલિકને લાગ્યું કે, એનું કામ નથી

'જુઓ, મારે તમારો ખપ નથી; તમે રાજીનામું આપો તો સારૂં.'

ઠંડે કલેજે પેલા ભાઈએ સાંભળ્યું. બીજે દિવસે રાજીનામું આપ્યું. માનસીક વેદના અનુભવી, નોટીસના મહીના દરમ્યાન એણે બીજે જવાની શોધ કરી. મહીનો પુરો થયો. માલિકે એને કહ્યું: 'જુઓ, કાલથી તમારી નોકરી ખતમ થાય છે. પણ, તમે આપણા પત્રના તંત્રી થવા કબુલતા હો તો તમને ચાલુ રાખું; તમે રાજીનામું પાછું ખેંચી શકો.'

ક્યાં તો અળગો થા કે ક્યાં તો અધિપતિ થા એ મનોદશા જોઈને, કહેવાની જરૂર નથી કે, પેલો પત્રકાર અધિપતિ થયો.

*

**ચિંતામણી આવ્યા ત્યારે**

મુંબઈના પત્રકારત્વમાં નોંધવા યોગ્ય રાજીનામાનો કીસ્સો શ્રી. સી. વાય. ચિંતામણીનો છે. વાંચકોને યાદ હશે કે, ઇંડીયન 'ડેઇલી મેલ' છાપાના મુખ્ય સંચાલક મી. હોલ્સાંગર ને જવું પડયું ત્યારે, માલિકે, હીંદના સુવિખ્યાત પત્રકાર શ્રી. સી. વાય. ચિંતામણીને 'ડેઇલી મેલ'નાં તંત્રીપદે ભારે પગારથી બોલાવ્યા.

શ્રી. ચિંતામણી આવ્યા, ત્રીજે ચોથે દિવસે મીલ મજૂરોની હડતાળ શરૂ થઈ. શ્રી. ચિંતામણીએ હડતાળની તરફેણ કરતી વિચારસરણી, 'ડેઇલી મેલ'માં દર્શાવી.

*

**ટેલીફોન પરજ રાજીનામું**

માલિક તો મીલવાળા હતા; તેમણે કહે છે કે, એક પત્ર લખી શ્રી. ચિંતામણીને મોકલ્યો. અખબારની નીતિ વિષે તેમાં કાંઈ ઉલ્લેખ હશે.

ચિંતામણી 'ડેઈલી મેઈલ' ની ચેમ્બરમાં બેઠા હતા. તેમને એ પત્ર મળ્યો. તેમણે વાંચ્યો અને ટેલીફોનની ઘંટડી વગાડી.

'હલ્લો...તમારો પત્ર મળ્યો. હું હમણાં જ ઓફીસ છોડી જાઉં છું.' અને ટેલીફોન મૂકી, ટોપી પહેરી, લાકડી લઈ ચિંતામણી નીકળ્યા...બીજે દિવસે તેમણે અલાહાબાદ જવાની ટ્રેન પકડી.



## 'કનકવો કાઇપો છ'

'દયા હો તીલચા લાડુ' એમ બૂમ મારતા રામભાઉ શેવાળકર, પાવડી ખખડાવતા અને પીછોડી સમી કરતા, પરોઢીઆ પછી તરત આવ્યા ત્યારે મને એમ લાગ્યું કે આજ તો કંઈ વાર–તહેવાર નથી ને આ બ્રહ્મે દક્ષીણા લેવા કેવી તરકીબ કરી હશે? પણ એટલામાં જ તે બોલ્યા: 'આજ મકરસંક્રાંતિ, ઘ્યા હો તીલચા લાડુ.'

'હા, સાચે જ: હવે આપણે સંક્રાંતિ કાળમાંથી પસાર થતા લાગીએ છીએ' મેં જવાબ આપ્યો, ને તલના લાડુ મેં અને ગૃહમંત્રીએ સતકાર્યા અને પ્રજા વર્ગે તાળીઓના અવાજથી વધાવી લીધા.

*

**તલના લાડુનું મહાત્મ્ય**

સન્કાતને દિવસે તલના લાડુનું મહાત્મ્ય જાણે એ છે કે

નવો પાક કેવો છે તે, જેમ સંક્રાત પહેલાં પોંક ખાઈ આપણે જાણી લઈએ છીએ તેમ સક્રાંતને દિવસે નવો ગોળ ને નવા તલ ખાઈ નવા પાકની સમાલોચના કરવી જોઈએ. પણ આજે તો ગયા વર્ષના કે તેથીએ જૂના તલના માટી સાથે કે કચરાવાળી ખાંડના ઢેફા સાથે ભેળવેલા ગોળ જોડે લાડુ બનાવીને વહેંચવામાં આવે છે.

*

**'કનકવો કાઇપો છ'**

પણ સંક્રાંતનું મહત્વ આપણે મન તો કનકવા-પતંગ-ચગાવવા પુરતું પણ છેને? 'હવાકાનો કનકવો અને ઢબ્બુનું પીલ્લુ લઈ આવ કીકા ને ચાલ છાપરે.' એ ઉદ્ગારો સાથે અનેક સુરતીઓ પોત પોતાનાં છૈયાંછોકરાં સાથે આજે વ્હેલી સવારથી જ સંક્રાંત ઉજવતા હશે અને પવન અને દોર તેમની તરફેણમાં રહેશે તો 'એઈ કાઈપો છ' 'એઈ કાઈપો છ' ની ગર્જનાઓ કરી, સમરાંગણમાં અરીદળ પર વિજય મેળવતાં જેવો આનંદ પ્રાપ્ત થાય તેવો આનંદ મેળવશે. અલબત, લડાઈ પરનો એ વિજય મેળવતાં કેટલાય સૈનિકો ઘાયલ થશે. પતંગ ચઢાવવાના ઉત્સાહમાં કંઈ કેટલા કિશોરો છાપરા પરથી ને અગાસી પરથી ઉલગબરડી મારશે અથવા હાથ પરથી સર-સર સરતા માંજાને કારણે હાથ પર કારમી લીસોટાની વેદના સહન કરશે.

*

**ગૌરવભરી રમત**

ગુજરાતની પ્રિય રમતોમાં પતંગ ચગાવવાની રમતનું સ્થાન ઘણું ઉમદા અને ઘણું ગૌરવભર્યું છે. પતંગના જે પેચ લડાવાય છે, એ પેચ લડાવનારાઓ કેવા કાબેલ હોય છે તે તો પેચ જોનારા પ્રેક્ષકો જ સમજી શકે છે અને જ્યારે બપોરે બે

વાગેથી લાગેલો પેચ સાંજે ૭ વાગે છુટે—ચાર કલાકની કાતીલ હરીફાઇ પછી હરીફ રમનાર ગાફેલ બને તેથી કે તેનો દોર ઘસાઇ ગયો હોય તેથી-તેનો પતંગ કપાય તો પણ, જેમ ક્રીકેટમાં હરીફ ખેલાડીની રમતનાં વખાણ થાય છે, તેમ આમાં પણ સામા ખેલાડીના પેચનાં વખાણ થાય છે.

*

**રાત પડે છે ત્યારે**

સવારથી સાંજ લગી આખા ગુજરાતમાં ખાસ કરીને સુરત અમદાવાદમાં આમ પતંગ પેચની મેચ હજારો બલ્કે લાખોની સંખ્યામાં ખેલાય છે.

રાત પડે છે ત્યારે આભમાં ઉંચે ઉડતા પતંગો પર રંગ બેરંગી રોશની ચમક્યા કરે છે; અને હોંસીલા ખેલાડીઓ, દિવસભરની પતંગ-રમતની હરીફાઇઓ પછી શાંત રાત્રિના ફરફરતા પવનમાં પતંગોને અને તેના દોર પર લટકતા દીપકોને સ્થીર રાખી આકાશ રોશનીથી ભરી દે છે. ઘણીવાર તો છેક પરોઢીઆ લગી આવા પતંગો આકાશમાં દેખાયા કરે છે.

*

**પતંગના રેકર્ડો**

પતંગ ચગાવવાના રેકર્ડો પણ જાણીતા છે. એક સુરતી ગૃહસ્થે એક દિવસમાં ૭૩ પતંગોને પેચ લડાવી ૭ કલાકમાં કાપી નાંખ્યા હતા; અને એના વિજયથી ફુલાતા પતંગને મોડી રાતે જ્યારે નીચે ઉતારવામાં આવ્યો ત્યારે, સમરાંગણમાં ખૂબ ઝુઝ્યા પછી થાકેલો હારેલો યોધ્ધો જરા નિરાંતે બેઠો હોય અને સ્વજનોને મળતાં હરખના આવેશમાં જ મરી જાય તેમ તે પતંગ અગાશીએ પાછો આવતાં ફાટી ગયો હતો.

બાકી, હું પતંગ ચગાવું છું તે તો અગાશીએથી જરા ઉંચે જતાં જ, એને મેં મારી પાસેથી દૂર કર્યો એ અપમાન સહન ન થતાં આપઘાત કરે છે—પોતાની કાયા કાપી નાંખે છે!



## પતિના નામની પંચાત

મુંબાઈનાં સ્ત્રી મતદારો તો સુધારક વૃત્તિવાળાં છે, નવા જમાનાને પીછાનનારાં છે એટલે તેઓ તો પતિનું નામ બોલવામાં અચકાય નહિ પણ ગુજરાતમાં કોઈક ઠેકાણે—ખાસ કરીને ગામડાઓમાં, ચૂંટણી વખતે, તેમને પતિનું નામ પૂછવામાં આવે તો તેમણે અચકાવું જોઈએ નહિ. નહિ તો હૈદ્રાબાદમાં જેમ બન્યું તેમ થશે—અને તેમને, પોલીંગ ઓફીસરને ને ખુદ ઉમેદવારને મુંઝવણ થશે.

*

### કેવી રીતે દર્શાવ્યું?

ચૂંટણીના નીતિ નિયમ પ્રમાણે મતદાર સ્ત્રીને પોલીંગ ઓફીસર તેનું આખું નામ—ને તેના પતિનું નામ પૂછી શકે છે. તે પ્રમાણે હૈદ્રાબાદમાં એક સ્ત્રીને પૂછવામાં આવ્યું ત્યારે તે મુંઝાઈ. કેમે કરી તે પતિનું નામ દે નહિ. હવે તમે એટલું તો જાણો છો કે કોઈ સ્ત્રીના પતિનું નામ રામ હોય તો તે કહે કે 'એમનું નામ હં...લક્ષ્મણના મોટા ભાઈ હોય તે' તેજ પ્રમાણે આ બાઈએ કહ્યું કે 'બાવાની નીચે હોય તે!' બધા વિચારમાં પડ્યા.

*

**હાથ નીચે હોય તે...**

'બાવાની નીચે વ્યાઘ્રચર્મ હોય' એકે કહ્યું, અને સ્ત્રીએ 'ના' કહી, બીજાએ કહ્યું 'ગ્રોતિકે ?' 'કંઠુ' સ્ત્રીએ જવાબમાં જણાવ્યું.

'કહ્યું ને કે બાવાના હાથ નીચે હોય તે !' સ્ત્રીએ પાછું કહ્યું.

'કમંડળ ?' એકે પૂછ્યું.

'અરે, ચલમ ?' બીજાએ પૂછ્યું.

પણ બાઇ કહે 'ના, ભાઇ, ના.'

છેવટે, એ બાઇએ એમ કહ્યું કે એ નામની શરૂઆત ચ પરથી થાય છે અને તે તો જીવન્ત હોય છે ત્યારે કોઇએ કહ્યું:

'ચેલા !'

'હા જી' બાઇએ હસીને, શરમાઇને કહ્યું. એના પતિનું નામ ચેલારામ હતું. આ લાંબી ચર્ચા થઇ પછી જ એને મત દેવા માટે પરવાનગી મળી.

*

**અને બીજો બનાવ**

પણ, ત્યાં બીજી એક સ્ત્રીએ વળી, આના કરતાં પણ વધુ રમુજ ફેલાવી છે.

પોલીંગ ઓફીસર તરફથી એને એના પતિનું નામ પૂછવામાં આવ્યું ત્યારે જણાવ્યું કે, 'માફ કરજો, હું નામ ન દઇ શકું પણ એમના નામમાં બે 'લ' આવે છે !'

'ઓહો !' પોલીંગ ઓફીસરે કહ્યું: 'લુલા' કે ?' 'નહિ જી' મીઠાશથી સ્ત્રીએ કહ્યું.

'લાલુ' હશે ?' બીજા એકે પૂછ્યું.

*

**મેં ન્હોતું કહ્યું ?**

'નારે, ના' સ્ત્રીએ જવાબ દીધો અને ઉમેર્યું કે 'એમનું

નામ તો સાવ સામાન્ય છે.' પણ બધા મુંઝાયા; કોઈ નામ સૂઝેજ નહિં.

છેવટે એક ઉમેદવારનો એજન્ટ દોડતો આવી પહોંચ્યો એણે કહ્યું: 'આ તો બિલુની બૈરી; મોઈ, અહીં આ ઉમેદવારને મત દેવા આવી!'

'જુઓ, મેં ન્હોતું કહ્યું? એમનું નામ સાવ સામાન્ય છે.' સ્ત્રીએ કહ્યું.

*

**ધડ દઈને કહેનારી**

'એઈ ગગા, આમ, તારા બાપનું નામ ક'તો નથી?' એમ કહી કોઈ અભણ સ્ત્રી, સાથે આણેલા પોતાના સંતાનને ધમકાવીને પોતાના પતિનું નામ કહેવડાવે કે કદાચ 'એને હઉ રામલો કે'તા છે પણ હું રામો કે'તી છઉં!–ને રામાના બાપનું નામ તો રવલો!' એમ ધડ દઈને હાથ લંબાવી કહેનારી કોઈ મતદાર વીરાંગના પણ મળી આવશે ખરી.

*

**લખીને બતાવવું**

પણ ગામડાઓમાં ઉંચ કુટુંબોની નારીઓને પતિનાં નામ પૂછાશે ત્યારે તેઓ શરમાશે ખરી.

જેઓ નામ ન દઈ શકે તેમણે લખીને આપવું. તેમ પણ ન બને તો, પતિ પાસે તેમના નામની લખેલી ચીઠ્ઠી લઈ જવી અને તે પોલીંગ ઓફીસરને બતાવવી–બસ એ સ્ત્રીઓ માત્ર એટલું કરશે તો તેઓ તરતજ મત આપવા જઈ શકશે.

☆

## સેવાભાવી સજ્જનો

સૃષ્ટિમાં કેટલાંક સેવાભાવી સજ્જનો એવાં હોય છે કે તેમની કદર થવી જોઈએ તેટલી થતી નથી. તેમની સેવા ના હોય તો સમાજમાં થતાં કેટલાંક મહત્વનાં કાર્યો આરંભાય જ નહિ. આરંભાયાં હોય તો તેમની સેવાને અભાવે પુરાં થાય નહિ. આવી સેવામૂર્તિઓ શોધવી મુશ્કેલ નથી. દરેક ગામમાં અને દરેક જ્ઞાતિમાં, દરેક વર્ગમાં સંઘમાં કે સંસ્થાઓમાં તે હોય છે.

*

**વરઘોડાના વ્યવસ્થાપક**

ગઈ કાલે લગ્નના મેળાવડામાં ગયો ત્યારે એવા એક ભાઈ મળી ગયા. 'આ અમારા ખેમચંદભાઈ' એમ કહીને એક ઓળખીતાએ, વરઘોડો ઉતર્યા પછી લગ્નના માંડવામાં મને એમની ઓળખાણ કરાવી અને કહ્યું: 'એ ના હોય તો વરઘોડો આવો સરસ બને નહિ; આટલો રોનકદાર જલસો બન્યો તે એમના પ્રતાપે. વરઘોડા માટે કેટલી અને કેવી બત્તીઓ લાવવી, બેન્ડ કોનું ને કેટલા દામમાં લાવવું, વરઘોડો કેવી રીતે અને કયા કયા રસ્તાઓથી લઈ જવો તે માત્ર એ નક્કી કરે છે એટલું જ નહિ પણ, વરના પિતાની સંમતિ લઈ તે નિર્ણય પાર પડે ત્યારે જ જંપે છે.'

*

**'આપણે તો નિમિત્ત છીએ'**

ખેમચંદભાઈ નીરાંતે બેઠા હતા—માંડવામાં; હવે તેમને બીડી પીવાની નવરાશ મળી. ઉપલી પ્રશંસા સાંભળી તે કંઈક

હરખાયા, છતાં ફુલાયા ન હોય એમ દર્શાવવાનો પ્રયાસ કરી જણાવ્યું: 'એ તો, શેઠ! આપણે નિમિત્ત છીએ. બાકી એ ખરૂં કે, વરઘોડા કાઢવા હોય તો મારો ખપ પડે; એ પણ એક જાતની આવડત છે ને? આ તોતિરમો વરઘોડો મારે હાથે 'મેનેજ' થયો. એમાં એજ ફાસફુસીયા થયા હતા હતા—કેમકે વરના બાપે બ્રીટીશ સરકાર માફક બે હસ્થુ સત્તા આવી બાબતમાં વાપરી હતી, અને ખર્ચવામાં એમનો જીવ ટુંકો હતો બાકી એકાન્તેર વરઘોડા 'એ વન' નીકળ્યા.'

*

## એમાં ૪૦ વર્ષ ગાળ્યાં

મેં તપાસ કરી: આ ખેમચંદભાઈને જીંદગીમાં બાજો કાંઈ રસ ન હતો. ઘરના સુખી હતા, અને ઓળખીતામાં કે વગર ઓળખીતામાં લગ્ન પ્રસંગે વરઘોડાની વ્યવસ્થા કરવાનું સેવા-કાર્ય મળતું હોય તો તે ઝડપી લેતા.

આવા કાર્યમાં તેમણે જીંદગીનાં ૪૦ વર્ષ ગાળ્યાં; અને 'સો વરઘોડા મારા હાથે થાય પછી જ મરીશ' એવું એમનું જીવનધ્યેય છે. સાચેજ, મરચંટ કે જાઈ સો રન કરવાની ભાવના સેવે, બ્રેડમેન બેવડી સદી કરવાનું માથે લ્યે—ને ખેમચંદભાઈ વરઘોડાની વ્યવસ્થામાં સદીનો રેકર્ડ કરવા માગે એમાં ખોટું શું?

*

## જમાડવામાં કાબેલ એવા

કેટલાક લોકો માત્ર ન્યાત જ જમાડી જાણે. સારે માઠે પ્રસંગે નાત જમાડવી હોય કે પાર્ટી આપવી હોય તો તમારે એમને ગમે ત્યાંથી શોધી લાવવા પડે. વરસ દિવસે પણ એને તમે મળતા હો નહિ, ઘણીયેવાર રસ્તામાં મળે તો માત્ર

'સાહેબજી' જેટલો સંબંધ રાખો, પણ જમણવારને પ્રસંગે એને શોધીને તમારે એની પાસે કામ લેવું પડે! 'જુઓને સુરભજી! ભાણાભાઈની વર્ષગાંઠ છે એટલે સો માણસોનું જમણ કરવું છે–રવિવારે સાંજે...ની વાડી રાખી છે.' એટલુંજ કહો; અને એ કહેશે: 'ટમે ટમારે જંબાને કટલાંક વઉ છોકરા જોડે આવી લાગજો; બધો બંડાબસ્ટ કરી લાખા. હું હમજ્યા? હૂલેસરમાંથી બામણ બોલાવી, હાક પાનકુ મંગાવી ફસ કલાસ જંબાનું કરાવા—હું હમજ્યા? એવું ફક્કડ જે ટમારી નાટવાલા ટો હું, ડોસ્ટાન બાહ્બન બી કહેસે જે જીભને હવાદ રહી ગયો છ, હું, હમજ્યા?'

*

### ઠાઠડી બાંધનારા

અને કેટલાંક ઠાઠડી બાંધવામાં પાવરધાં હોય છે. આમ તો, નહિ ત્રણમાં કે તેરમાં, નહિ છપ્પનના મેળમાં—એવો એ માણસ હોય પણ, શબની ઠાઠડી એવી ઉમદા બાંધે કે સડસડાટ સ્મ જવામાં વાંધો નહિ. 'અત્યારસુધીમાં, મિસ્તર મેં ૪૨ ઠાઠડી બાંધી છે અને એવી સરસ કે દોરી તૂટે નહિ, બામ્બુ ખસે નહિ!' એકે મને કહ્યું, ને મેં જવાબ દીધો 'હા, હવે આઠ રહી. અર્ધી સદીનો રેકર્ડ થાય એટલે હું છાપામાં તમારો ફોટો છપાવી નીચે લખાવીશ કે: 'અર્ધી સદીનો રેકર્ડ: આ ગૃહસ્થે જીંદગીમાં ૫૦ શબની ઠાઠડી ઉમદા રીતે બાંધવાની અનુપમ સેવા કરી છે; હવે તેઓ ટુંક મુદતમાં નિવૃત્તિ લેનાર છે!'

☆

## વિગતવાર સમાચાર

'આ જુવો આપણા ફલાણા ગામનો ખબરપત્રી, જ્યારે જ્યારે તે કાંઇ સમાચાર મોકલે છે ત્યારે ત્યારે તે 'કર્તા'નું નામ લખતો નથી. 'અહીં એક જણને ત્યાં ધાડ પડી' 'અહીં એક ધનવાન વેપારીએ દેવાળું કાઢયું' 'ત્રીજને દિવસે એક બાઇએ પુત્રને જન્મ દીધો' એવું એવું એ લખે છે અને પછી આપણે છાપીએ નહિ ત્યારે લખે છે કે, મારા સમાચારો કેમ છપાતા નથી! એનું શું કરવું?' થોડા વર્ષ પર એક અખબારના તંત્રીરાજે મને એમ પૂછેલું.

મેં કહ્યું: 'એને લખો કે જે સમાચારો મોકલો તેની વિગત બરાબર મોકલો–નામ ઠામ સાથે મોકલો તો છપાશે.'

*

**નામ ઠામ મોકલ્યાં ત્યારે**

તંત્રીએ તેવો પત્ર તેને લખ્યો. એના જવાબમાં જે સમાચાર પેલાએ મોકલ્યા તે નીચે મુજબ–

'ગઇ કાલે બપોરે અહીં એક મોટું વાવાઝોડું આવી ગયું. વિજળી પડવાથી, મથુરભાઇ મોંઘાભાઇના ખેતરનો દક્ષિણ દિશા પરનો ૨૦ ફીટ ઉંચો થાંભલો, જેને ૨૫ વર્ષ ૬ માસના પીપળાના ઝાડ સાથે ટેકવવામાં આવ્યો હતો તે પડી ગયો છે. એથી ભુરી, ભોળી અને રતન નામની ત્રણ ગાય મરી ગઇ અને ટીપુ નામના ત્રણ વર્ષના કુતરાને સહેજ ઇજા થઇ છે.'

*

**અદાલતનો હેવાલ**

એવો જ દાખલો તાજેતરમાં બન્યો. 'મારે તમારી ઓફીસમાં પત્રકારિત્વ શીખવા રહેવું છે. અદાલતના હેવાલ લેવાનું કામ મને સુગમ થઇ પડશે' એમ જણાવી એક ઉત્સાહી ભાઇએ અખબારી ધંધામાં પડવાનો વિચાર જણાવ્યો. શરૂઆતના તેના હેવાલ છપાયા હોત તો, બદનક્ષીની પરંપરામાંથી અધિપતિ જીંદગીભર છુટત નહિ. પણ, જ્યારે તેને જણાવાયું કે ફરિયાદ એ સત્ય હકીકત નથી, એમ માની, જ્યાં શંકા હોય ત્યાં 'કહેવાય છે' એવો શબ્દપ્રયોગ કરવો ત્યારે પેલાને સમજ પડી.

*

**ચોરી થઈ કહેવાય છે**

તેણે તે પછી એક હેવાલ લખેલો તે નીચે મુજબ:

'કહેવાય છે કે, ગઇ રાતે ચીંચપોકલી પર એક રૂમમાં ચોરી થઇ હતી. એ રૂમ દાદા ભીમાજીના નામપર હોવાનું કહેવાય છે. રાતે ત્રણ વાગે, કહેવાય છે કે, ચોરો એમાં પેઠા ત્યારે દાદા રૂમમાં ન્હોતો એમ કહેવાય છે. ચોરો, પાછળના દાદરાથી નાસી ગયા એમ પણ કહેવાય છે. પરોઢીએ એમાંના બેની ધરપકડ થઇ કહેવાય છે અને ત્રીજાનો પત્તો મળતો નથી એમ પણ કહેવાય છે. આ કીસ્સા વિષે ફરિયાદ નોંધાવાશે એમ જણાવાય છે.'

*

**પોતાનાજ ખીસ્સામાં**

સુવિખ્યાત શહેરીઓ તરફથી ને ધારાશાસ્ત્રીઓ અને ધંધાદારીઓ તરફથી એક વાર એક હાસ્યલેખકના માનમાં ભોજન સમારંભ થયો, ત્યારે ભોજન બાદ સૌ દીવાનખાનામાં હતા

તેવખતે સૌએ પેલા લેખકને કહ્યું: ' દોસ્ત, એકાદ રમુજી વાત તો કહે.'

અને એણે કહી. ત્યારે પોતાના પાટલુનના ખીસામાં બે હાથ રાખી અદાથી આંટા મારતા એક વકીલ મિત્રે કહ્યું: ' આવી સરસ રમુજી વાત કહેનાર મેં કોઈ હાસ્યલેખક જોયો હોય તો તે માત્ર તું જ છે.'

'તમારો આભાર' લેખકે જવાબ દીધો અને ઉમેર્યું: ' પણ પોતાના જ ખીસામાં હાથ નાંખી ફરે એવો વકીલ પણ મેં જોયો હોય તો તે માત્ર તું જ છે.'

*

**એ તો ક્રીકેટરને ઓળખતો !**

સરોજીની નાયડુએ એક સરસ વાત થોડા વખત પર રજુ કરી હતી. તેઓ, કેટલાક વખત પર એક અંગ્રેજ લશ્કરી અમલદારને ત્યાં ગયાં હતાં. ત્યાં તેમનો બારેક વર્ષનો ચબરાક છોકરો હતો. ' કેમ છોકરા! મને ઓળખે છે ?' સરોજીનીએ પૂછ્યું. 'હા' છોકરાએ જવાબ દીધો પણ પેલા અમલદાર નવાઈ પામ્યા.

સરોજીની જેવા કોંગ્રેસ અગ્રેસરને આ છોકરો ક્યાંથી ઓળખે ?

સરોજીની પણ ચકીત થયા–' બોલ તો, છોકરા, હું કોણ છું ?' એમણે પૂછ્યું અને છોકરાએ જવાબ દીધો:

' તમે સરોજીની નાયડુ–જાણીતા ક્રીકેટ ખેલાડી નાયડુનાં પત્ની !'



## ભૂલકણા ભરથાર

'હું જાણીતી'તી જ કે તમે ભૂલી જશો' એ શબ્દો, ઓફિસેથી ઘેર ગયા પછી એક પ્રશ્નના જવાબમાં તમે 'ન'કાર સંભળાવો તે પછી, તમે ઘણીવાર સાંભળો છો. સામાન્ય રીતે, સવારે ઉતાવળમાં ઓફિસે જતી વેળા વાત નંગ ૬ યાદ રાખવાનું,—તેમાંથી ચીજ નંગ ૪ લાવવાનું ને સંદેશા નંગ ૨ પહોંચાડવાનું કામ સુપ્રત થાય છે. પરંતુ, અનેક પ્રકારના કાર્યની ગુંચવણમાં સવારનો એ વાર્તાલાપ ભૂલી જવાય છે અને પરિણામે સાંજે, ઘેર પાછા વળીએ ત્યારે, 'મેં કહ્યું'તું કે પેલી ચીજ લાવજો; તે લાવ્યા ?' એમ પૂછાય છે ત્યારે 'ના, ભૂલી ગયો' એમ કહેવું પડે છે અને તે પર એવો ઉપસંહાર થાય છે કે, 'હું જાણતી'તીજ કે તમે ભૂલી જશો !'

*

### ચીનમાં સજા કરાવે છે

આવા બનાવ આપણા દેશમાં જ—આપણા સમાજમાં જ પ્રચલીત છે એમ નથી. ચીનમાં તો અનેક પતિરાઓ, વારંવાર પોતાનું કહેલું ભૂલી જાય છે તે માટે, પત્નીઓ તેમને સજા કરે છેઃ એક તો કોર્ટમાં મુકદમો માંડી; પતિ પાસે જાહેર માફી મંગાવી, ત્રણ આગેવાન અખબારોમાં તે પ્રકટ કરાવી હતી.

એમ છતાં પણ, ચીનાઈ પતિરાઓ હજી સુધર્યા હોય એમ લાગતું નથી.

*

### કાંસકી મંગાવી

જૂના જમાનાના એક ચીનાઈ વાણોતરે આ સંબંધે એક સરસ સ્વાનુભવ લખ્યો છે. એક વાર એને ઑફીસના કામે દૂર-બહારગામ જવાનું હતું. 'ત્યાંથી સખી, તું કહે તે લઈ આવું' એમ એણે જાતે જ પત્નીને કહ્યું. જેથી જતી વેળા પત્ની આનાકાની ન કરે.'

'સરસ અર્ધ ગોળાકાર કાંસકી લઈ આવજો.' એની વહુએ એને કહ્યું.

'પણ, મને તે યાદ કેવી રીતે રહેશે?'

'જુઓને, તમે ત્યાં ચંદ્રમા સામે જોજો: શુકલ પક્ષના પહેલા અઠવાડિયામાં તમે ત્યાં હશો. એટલે તેના આકાર પરથી તમને કાંસકી યાદ રહેશે.'

*

### વધુ દિવસો થયા એટલે

'વારુ' કહી પતિ ગયો, ત્રણ દિવસે તે બહારગામ પહોંચ્યો. ધાર્યા કરતાં ત્યાં તેને આઠ દસ દિવસ વધુ રોકાવું પડ્યું. દરમ્યાનમાં તે કાંસકી લઈ જવાની વાત તો સાવ ભૂલી ગયો. કંઈક લઈ જવાનું છે એમ એને લાગ્યું. એટલે છેવટે એક દુકાનદાર પાસે જઈને કહ્યું કે, 'મને મારી વહુએ 'ચંદ્રમા સામે જોજો એટલે યાદ આવશે' એમ કહ્યું છે: હવે, જે યાદ આવે તે ચીજ લઈ જવાની છે.'

દુકાનદાર કહે 'એમાં શું? ચાલો જોઈએ' એમ કહી બન્નેએ ચંદ્રમા જોયો: ચંદ્રમા તો દરમ્યાનમાં, ખાસ્સો ગોળાકારવાળો હતો.

'જુઓ, ચંદ્રમા ગોળ છે. એટલે તમને ગોળ અરીસો

સઇ જવાનું કહ્યું હશે.'

'હા, હા, એજ' પેલા વાણોતરે કહ્યું, 'એ બાપડી પાસે અરીસો છે જ નહિ' અને એણે અરીસો ખરીદ્યો.

*

**આયનામાં પ્રતિમા જોઈ**

'હું જાણુતી'તીજ કે તમે ભૂલી જશો' એની પત્નીએ, એને ઘેર આવતાં વેંત કહ્યું. પણ પતિએ કહ્યું કે 'ના નથી ભૂલ્યો, આ રહી તારી મંગાવેલી ચીજ' કહી તેણે કાગળમાં બાંધેલો અરીસો આપ્યો.

શયનખંડમાં જઇ સ્ત્રીએ અરિસો જોયો—ને તે ગભરાઇ. તેણે કોઇ કાળે આયનો જોયેલોજ નહિ એટલે તેમાં પોતાની પ્રતિમા જોઇ તે તો રડવા લાગી. એને એમ લાગ્યું કે, મારા પતિ બીજી સ્ત્રી લઇ આવ્યા!

*

**'આ આવી તેથી રડે છે?'**

એની મા તેની સાથે રહેતી હતી, તેની પાસે તે દોડતી ગઇ અને ડુસકાં ભરતાં કહ્યું: 'મા, ઓ મા, મારા પતિને હું ગમતી નથી...એં...એં.'

એની માએ આયનો લીધો; એની પ્રતિમા પણ એમાં દેખાઇ: 'અરે ગાંડી, આ બુઢ્ઢી આવી તેથી તું રડે છે?'



## અફવાનો ખુલાસો

'મારી સ્ત્રી ગુમ થઈ ગઈ હતી એ વાત સાવ ખોટી છે એવો ખુલાસો પ્રકટ કરશો?' એમ એક આધેડ વયના માણસે થોડા વખત પર એક અધિપતિને જઈને પૂછ્યું અને તેને જવાબ મળ્યો: 'પણ તમારી સ્ત્રી ગુમ થવાની કોઈને ખબર નથી. અમારા પત્રના વાંચકોને એવું કંઈ અમે જણાવ્યું નથી.'

'પણ, સાહેબ, એવી જોરદાર અફવા છે કે, તે બે દિવસ ગુમ થઈ ગઈ હતી; જ્યારે સાચી વાત તો એ છે કે, તે માત્ર તેની માસીને મળવા ગયલી.'

'તે હશે; પણ, તેમના ગુમ થવાની અફવા જ હોય તો બહેતર છે કે તમે ખુલાસો ન કરો. એથી તો ઉલટું, અફવાની વધુ જાહેરાત થશે.'

*

**'તમારી ઓરડીની બ્હાર'**

પણ પેલા ભાઈને તે રુચ્યું નહિ. તેણે તો દલીલ કરી કે, હું રહું છું તે માળામાં, તેની સામેના માળામાં અને પાડોશના માળામાં આવી કંઈક અફવા છે જ માટે કંઈક થવું જોઈએ!'

'જુઓ, અમારું પત્ર એ ત્રણે માળામાં ઝાઝું વંચાતું નથી એટલે અહીં ખુલાસો છપાવવાથી કાંઈ અર્થ નહિ સરે. તમારી ઓરડીની બ્હાર જ એ ખુલાસો લખી, કાર્ડબોર્ડ પર ચોંટાડો તો સારૂં એટલે જેમણે અફવા સાંભળી કે ફેલાવી છે તેઓ એ વાંચી ખુલાસો મેળવી લેશે.'

મને યાદ છે કે બુદ્ધિમાં રતિભાર ઓછું તત્વ જેનામાં હતું તેવા પેલા ભાઇએ સાચે જ એવો ખુલાસો લખેલો !



## પાઘડીની તરફેણમાં

તમને કદાચ નવાઇ લાગશે પણ ગઇ કાલે જ્યારે પાઘડી પહેરીને હું શહેરમાં નીકળ્યો ત્યારે મને પાઘડીના ગૌરવનું ભાન થયું. લગ્નસરા ચાલે છે અને ગઇ કાલે એક એવાનું લગ્ન થયું કે જેને ત્યાં મારે પાઘડી પહેરીને જવાનું હતુ; એટલે 'જરા પાઘ્યાલા પાહીજે, દાન તાસાંત પરત આણુતો' એમ કહીને 'પૂણેરી પઘડ્યા'વાળાની દુકાનેથી ચકચકતું દખણી ઓખુ લઇને હું તો લગ્ન મ્હાલવા ગયો. પણ ભાઇ, સાચેજ પાઘડીથી આપણે એવા ભારેખમ લાગીએ છીએ, એવા માનપાનને લાયક બનીએ છીએ, એવા ગૌરવશાળી ને પ્રતિભાવાળા લાગીએ છીએ કે કાંઇ કહ્યાની વાતજ નહિ. બે કલાક પછી આપી આવ્યો છતાંય મને એમ થયાં કરે છે કે આ પાઘડી હું કાયમ પહેરતો હોઉ તો મારો દીમાગ જ ફરી જાય.

*

### એક પ્રાચીન ઉદ્યોગ

પાઘડી પહેરવાની પ્રથા આ દેશમાંથી નાશ પામતી જાય છે, પણ તેનો ય પુનરૂદ્ધાર થવો ઘટે. પાઘડી બાંધવાનો જૂનો મોટો ઉદ્યોગ પણ નષ્ટપ્રાય થયો છે. પોપટની ચાંચ હોય તેવી ચાંચવાળી કચ્છી પાઘડી, કે દખણી ઓખું, ટપાલ પેટી જેવી સુરતી પાઘડી, ઢોળાવવાળી પાઘડી, ચરોતરની સજ્જડ બાંધેલી પાઘડી કે અમદાવાદની માથાના પાછલા ભાગને તદ્દન સલામત

રાખે એવી પાઘડી કે ભાવનગરી ચકરડુ: એ સર્વે પાઘડીઓ ઉત્તમ રીતે તૈયાર કરનારા આજે કેટલા ગણ્યા ગાંઠ્યા જ રહ્યા છે! જેમ દેશી ભાષા, દેશી રમત ગમત, દેશી સંગીત, વગેરેના ઉદ્ધાર માટે લોકો ભાવના સેવે છે તેમ તેઓ, આપણા દેશી પોષાકના ઉદ્ધાર માટે અને ખાસ કરીને પ્રતિભાશાળી પાઘડીના ઉદ્યોગના ઉદ્ધાર માટે કંઇ કરશે ખરા ?

*

**વિલાયતમાં તેની નવાઇ**

આપણી પાઘડીઓની ને સાફાઓની નવાઇ દેશ પરદેશમાં ઘણી છે. ઘણાય હિંદ આવી ગયેલા અંગ્રેજો સાફા પ્હેરે છે. મશહુર નટ જ્યોર્જ ચાર્લીસની તૈયાર થતી એક ફીલ્મમાં તે મહારાજા બને છે ને પોતે સાફો પ્હેરે છે. તેને સાફો બાંધી આપનાર લેખાસિંહ આજે લંડનમાં છે ને તે જણાવે છે કે 'અહીં તો અનેકને સાફા બંધાવવાનો શોખ છે, અને મારો ધંધો સારો ચાલે છે,' અને વાત સાચી છે. બ્રિટનમાં તો લોકોને એવું કાંઇ નવાઇનું જોઇએ જ. ચીનાઇ કલા પ્રદર્શન તાજેતરમાં ત્યાં ભરાયું તે પછી ચીનાઇ પોશાક પ્હેરતા અનેક જણા લંડનમાં છે. તેમ, આ સાફા પ્હેરવાનો ગાડરીયા પ્રવાહ પણ ચાલી નીકળશે.



## શ્રદ્ધા રાખતાં શીખો

ઘણીવાર એવું બને છે કે, કેટલાક નામાંકિત માણસો પત્રકારો કે રિપોર્ટરો પર શ્રદ્ધા રાખતા નથી. અને બીજે દિવસે, તેથી, નરી આંખે પોતાની ફજેતી છાપાઓમાં જુવે છે. શિકાગોમાં એક મોટી કંપનીની એવી એકવાર ફજેતી

થઇ હતી એ યાદ આવે છે. એ જાણીતી કંપનીના શેરહોલ્ડરોની સભા હતી; એના પ્રમુખનું ભાષણ આગળથી મેળવવા માટે રિપોર્ટરોએ બહુ પ્રયાસ કર્યા પણ કંપનીની સભામાં ઘણી ચતુરાઇથી કામ લેવાનું હતું તે લક્ષમાં રાખી, પોતે લખી રાખેલું ભાષણ, પત્રકારોના હાથમાં પહેલેથી ન જાય એ વિષે પ્રમુખે ખાસ ચીવટ રાખી હતી. આથી રિપોર્ટરો ચીઢાયા. તેમને લાગ્યું કે આ પ્રમુખની ફજેતી કરવી જોઇએ. એટલે એ કંપનીની સભાનો રિપોર્ટ બીજી સવારે છાપાઓમાં આ પ્રમાણે આવ્યો:

'ફલાણી કંપનીની વાર્ષિક સભા ભરાઇ ત્યારે પ્રમુખનું ભાષણ દમ વિનાનું છે એમ પહેલેથી જણાઇ ગયું હોવાથી ઘણા શેરહોલ્ડરો ગેરહાજર રહ્યા હતા, જે થોડા સભામાં હાજર હતા તેઓ પણ, પ્રમુખના ભાષણ દરમ્યાન ઊંઘી ગયા હતા. તેમાંના એક જણના ઘોરવાના અવાજથી કામકાજમાં ખલેલ પડી હતી.'

એમ જણાય છે કે તે દિવસથી મજકુર કંપનીના પ્રમુખ પત્રકારો સાથે પરિચય કેળવે છે અને સત્કાર સાધે છે.

*

## દૂધવાળા ભૈયા

'ભરોસા વિના ભવસાગર તરાય નહિ' એવો એક નિયમ છે. રોજ સવારે પાંચ વાગે દૂધ લાવતો ભૈયો દૂધમાં પાણી કે પાણીમાં દૂધ નાખ્યા વિનાજ આવે છે એવો ભરોસો આપણે તેના પર રાખવો જ જોઇએ. થોડા દિવસથી મારા દૂધવાળા પર મને એવો વહેમ ગયો હતો પણ તે વિષે આજે સવારે ખુલાસો થઇ ગયો. ભૈયાએ મને પ્રમાણિકતાથી કહ્યું કે, 'હું પોતે દૂધમાં પાણી નાખતો નથી. એટલુંજ નહિ પણ તેમ કરવું એ ઠીક નથી એમ હું માનું છું; પણ શેઠ, વરસાદના દિવસો

આવે છે. દૂધ સારું જ રાખવા માટે ઉઘાડા રહેતા તાંબડામાં પાણી પડે અને ધોધમાર વરસાદમાં તો વધારે પાણી પડે એ બનવાજોગ છે. માટે મારા પર ભરોસો રાખજો. હું દૂધમાં પાણી નાખતો નથી. બીજું કોઈ નાખતું હોય તો તેની મને ખબર નથી.'

હવે જો આ દૂધવાળા પર હું ભરોસો ન રાખું તો તે પાણીવાળુ દૂધ કે દૂધવાળુ પાણી જ લાવે અને તેથી બીડાઈ તેને 'સ્વગૃહે ગચ્છ' એમ કહું તો આ ચોમાસામાં મને સ્વચ્છ દૂધ પરોઢીએ ઘેર આપવા આવે એવો ભૈયો કાંઈ તરતજ ઓછો મળવાનો છે?



## નાજુક તબિયત

'કેમ તમારી તબિયત કેમ છે? એવો સ્વાભાવિક પ્રશ્ન મારા એક મિત્રે ગઈ સાંજે પોતાના એક ઓળખીતાને કર્યો અને પેલાએ એના જવાબમાં લાંબું પુરાણ સંભળાવ્યું: 'મહિનાઓ થયાં નહિ પણ વર્ષો થયાં તે કેવી શારીરિક અવસ્થા ભોગવતો હતો, શરીરયંત્ર બરોબર કરવામાં તેણે કેટકેટલા નિષ્ણાતોની ચિત્રવિચિત્ર સલાહ લીધી હતી અને કેટલો પારાવાર ખર્ચ કર્યો હતો તેનું તેણે બયાન કર્યું અને છેવટે જણાવ્યું કે: 'હવે સ્થિતિ એવી આવી છે કે, આમ તો હરતો ફરતો દેખાઉં છું છતાં તબિયત ઠીક નથી અને દાકતરોના પ્રીસ્ક્રીપ્શન પાછળ મહિનાનો આખો પગાર ખતમ થાય છે.'

*

**માથેથી ખરી પડતા વાળ**

આ પરથી મને એક વાત યાદ આવી. વાંચકો જાણતા હશે કે, વિશ્વભરમાં વીએના નગર તબીબો માટે વિખ્યાત બન્યું છે. કોઈ પણ રોગ મટાડવા માટે ત્યાં ઉત્તમ તબીબ મળી આવે. તાજેતરમાં માથેથી ખરી પડતા વાળ અટકાવવાને અને મોટી ટાલ થતી હતી તે ન થાય તે સારૂ ત્યાંના એક 'સ્પેશીયાલીસ્ટ'ને ત્યાં એક શ્રીમંત મુંબઈગરો ગયો હતો. 'આ વાળ ખરી પડે છે: બોડો થતો જાઉં છું, શું કરૂં? હું હિંદમાં રહું છું એટલે ટ્રીટમેન્ટ જલ્દી પતે તો જલ્દી સ્વદેશ જઈ શકાય.' સ્પેશીયાલીસ્ટે તેનું માથું તપાસ્યું, બાલ તપાસ્યાઃ બે ત્રણવાર મુલાકાત આપી, તે માટે ગંજાવર ફી લઈ, તેને કહ્યું દર અઠવાડિયે તમે મને એક બાલ મોકલો; હું તેને માઇક્રોસ્કોપથી તપાસીશ અને દર અઠવાડિયે તમને સૂચનાઓ મોકલતો રહીશ. તમે તેમ કરજો. 'વારૂ' કહી દરદી હિંદ આવ્યો.

*

**હવે નહિ મોકલી શકું**

દર અઠવાડિયે હિન્દથી એક પત્ર લખી તે સાથે માથામાંથી ખરી પડેલો એક બાલ આ માણસ વીએના મોકલતો. અવારનવાર તેને સૂચનાઓ મળતી તેમ તે કરતો. ઘણા અઠવાડિયા પછી એક દિવસ તેણે વીએનાના દાક્તરને લખેલો સંદેશો નીચે મુજબ હતો:

'અત્યાર લગી તમે કહ્યું હતું તેમ મેં કર્યું છે. કમનસીબે હવે હું એક પણ બાલ મોકલી શકીશ નહિ; કેમકે આ છેલ્લો બાલ છે.'



## આદર્શ ભાડૂત

મુંબાઇના ઘરભાડૂતો ઘરભાડાં ઘટાડવા માટે ખૂબ ચળવળ કરે છે પણ તેમણે ઘરમાલિકોને જણાવવું જોઇએ કે, 'હાલ ભાડું માફ કરો અથવા ઓછું કરો—જ્યારે અમારી સ્થિતિ સુધરશે ત્યારે અમે અમારી મેળે ભાડું વધારવાનું કહીશું.' માલિકોએ પણ તે વાત હસી કાઢવા જેવી નથી. હમણાં જ પેનીસીલ્વાનીઆમાં, ન્યુકેસલમાં એવો એક આદર્શ ભાડૂત મળી આવ્યો છે. જ્યારે એના પગારમાં વધારો થયો ત્યારે તરતજ પોતાના ઘરમાલિકને ટેલીફોન કરીને એણે જણાવ્યું કે, 'શેઠ સાહેબ, મારા ઘરનું ભાડું દર મહિને એક પાઉન્ડ જેટલું હવે વધારી દેજો, ભૂલતા નહિ.'

મુંબાઇમાં એવો આદર્શ ભાડૂત ક્યારે મળી રહેશે!



## પ્રશ્ન પૂછનાર ગધેડો

કોર્ટમાં બનતા રમુજી બનાવોમાં નીચેનો પ્રસંગ જાણવા જેવો છે.

એક ગંભીર ટ્રેન અકસ્માતને લગતા મુકદમામાં એક સાક્ષીની જુબાની લેવાતી હતી. સાક્ષીને બચાવપક્ષના બેરીસ્ટરે પૂછ્યું:

'ટ્રેન નીચે મરનાર કપાઇ ગયો તે સ્થળથી તમે તે વખતે કેટલે દૂર હતા?'

'બાર ફુટ અને બે ઇંચ' સાક્ષીએ તરતજ જવાબ આપ્યો.

બેરીસ્ટર જોરથી બોલી ઉઠ્યો: 'શું તમે એમ કહેવા માગો છો કે, તમે પહેલેથી એટલું અંતર માપી રાખ્યું હતું ?'

'હા, સાહેબ !' સાક્ષીએ કહ્યું: 'મને ખાત્રી જ હતી કે આવો પ્રશ્ન પૂછનાર કોઇ ગધેડો મળશે ખરો !'

—ને બેરીસ્ટર બેસી ગયો.



## ખીસાકાતરૂની સીઝન

મુંબઇમાં ખીસાકાતરૂઓની ખોટ નથી. પણ હાલ બધા ધંધામાં મંદી છે તેમ ખીસાકાતરૂઓનો ધંધો પણ ચાલતો નથી કારણ કે જેમ કુવામાં હોય તો હવાડામાં આવે તેમ ખીસામાં હોય તો ખીસાકાતરૂના હાથમાં આવે. તેમ છતાં, પોતાનું નસીબ અજમાવવા, અથવા જે ધંધાની પોતાને આવડત છે એજ ધંધામાં આગળ વધવા મુંબઇમાં સેંકડો ખીસાકાતરૂઓ પ્રયાસ કરે છે.

*

**એમને પણ સીઝન હોય છે**

એમના ધંધામાં પણ 'સીઝન' હોય છે. શ્રાવણ મહિનામાં બાબુલનાથના મંદિર પાસે, રેસની સીઝનમાં મહાલક્ષ્મી પાસે, ટાઢની ઋતુમાં ક્રીકેટ રમાય એટલે એસ્પ્લેનેડ મેદાન અથવા બ્રેબોર્ન સ્ટેડિયમ પાસે, અને ગરમ રાજદ્વારી હવા હોય ત્યારે

સભા અને સરઘસોમાં તેઓ પોતપોતાનું નશીબ અજમાવવા બહાર પડે છે અને દરેક પોતપોતાની લાયકાત મુજબ કમાય છે, અને બીન આવડત હોય તો ઝીલાય છે.



## ધારે છે એટલું નહિ

આઠ વર્ષના લાંબા ગાળા બાદ બે મિત્રો અચાનક મળ્યા ત્યારે આનંદ છવાઇ રહ્યો. એકે બીજાને પૂછ્યું: 'કેમ પછી તું પરણ્યો ખરો કે ?'

'હા, વર્ષો સુધી નહિ પરણવાનો નિશ્ચય કર્યો હતો પણ પાંચ વર્ષ પહેલાં મેં છેવટે લગ્ન કર્યાં.'

'ચાલો; સારૂ થયું.'

'તું ધારે છે એટલું સારૂં નહિ; કેમકે મને કાળી અને માંદલી સ્ત્રી મળી.'

'અરેરે, બહુ ખરાબ !'

'ના, ના; તું ધારે છે એટલું ખરાબ નહિ, કેમકે તે સ્ત્રી રૂા. ૧૦,૦૦૦ લેતી આવી.'

'ત્યારે તો સારૂં થયું.'

'પણ તું ધારે છે એટલું સારૂં નહિ: કેમકે એ નાણાંથી મેં કાપડની દુકાન ખોલી અને લેંકેશાયરથી કાપડ મંગાવ્યું. સ્વદેશી ચળવળ ફાટી નીકળી અને આ માલનો કોઇ ભાવ પૂછે નહિ.'

*

અને છેવટે...

'અરેરે, બહુ ખરાબ' પેલાથી બોલાઇ જવાયું.

'ના; તું ધારે છે તેટલું ખરાબ નહિ; કેમકે એ માલને મેં અજબ ચાલબાજીથી સ્વદેશી અને જાપાની તરિકે વેસવ્યો અને સવાગણી કિમ્મત પેદા કરી.'

'વાહ, એ તો ઘણું સારું.'

'તું ધારે છે એટલું સારું નહિ કેમકે પછી એ બધા નાણાંથી મેં મુંબઇમાં એક મકાન ખરીદ્યું. અને એ મકાનનો વીમો ઉતરાવું તે પ્હેલાં તે મકાન આગમાં બળી ભસ્મીભૂત થયું.'

'અરે રે બહુ ખરાબ! તને ભારે આઘાત લાગ્યો હશે!'

'તું ધારે છે એટલો આઘાત નહિ. કેમકે મારી સ્ત્રી પણ, એ મકાનને લાગેલી આગમાં બળી ગઇ.'



## આબાદ છીંક

કેટલીકવાર મોટી છીંકો માણસની તબિયત બગાડે છે એનો પુરાવો અમેરિકાથી મળ્યો છે. ત્યાંના એક સુથાર વિલિયમ બ્રાઉનને નાકમાં સળવળાટ થયો અને તેણે તરતજ મોટી છીંક ખાધી પણ એ છીંક એટલી સખ્ત હતી કે તેનો ડાબો ખભો આખો ખસી ગયો, તેને ભારે વેદના થવા માંડી.

એને હોસ્પીટલમાં લઇ જવામાં આવ્યો. એક્ષ રે તપાસ લેવાઇ. એમ માલમ પડ્યું કે, ખભાનું હાડકું એની મૂળ જગ્યા પર પાછું લાવવા માટે ઓપરેશન કરવું પડશે. એ ઓપરેશન પણ સફળ થશે કે કેમ તે વિષે દાકતરોને શ્રધ્ધા ન હતી.

છતાં ઓપરેશનની તૈયારી થઇ. મોટા ટેબલ પર કંઇક ગભરાતો છતાં વેદનાથી પીડાતો લાચાર દશામાં પેલો સુથાર ઓપરેશન માટે તૈયાર હતો. પણ વળી, ઓચીંતી એના નાકમાં મુંઝવણ થઇ. તેણે તરતજ મોટી છીંક ખાધી અને ખસી ગયેલું ખભાનું હાડકું મૂળ જગ્યાએ આવી ગયું......

જ્યાં છીંકની દવા આપવી જોઇતી હતી ત્યાં ઓપરેશનની દમામદાર તૈયારી કરતા દાકતરો ભોંઠા પડ્યા...

*

**દાંતનું ચોકઠુ**

માણસો ચોરી કરે છે તે માત્ર જરૂરીયાત હોવાથી કે ચોરી કરવાની ટેવ પડ્યાથી કરે છે એમ માનવાનું કારણ નથી. તાજેતરમાં હંગરીમાં એક ઘર-નોકરડીએ પોતાની બુઢ્ઢી શેઠાણીનું દાંતનું ચોકઠું ચોર્યું હતું. તેની સામે અદાલતમાં કામ ચલાવાયું ત્યારે તેણે કહ્યું કે: 'મને મારી શેઠાણી પૂરતું ખાવાનું જ આપતી ન હતી. ભૂખ લાગે ત્યારે પેટમાં અન્ન ન જાય તો કેવું થાય તેનો એને અનુભવ થાય તે માટે જ મેં એનું દાંતનું ચોકઠું ચોરી લીધું હતું. બાકી મને એનો ખપ નથી!



# પશુપંખીઓ અને આપણે

નોઆખલીની કોર્ટમાં એક કબૂતર ઓચિંતુ આવ્યું હતું અને તેણે કોર્ટના કામકાજમાં ડખલગીરી કરી હતી. વાત એમ હતી કે, નૂરબક્ષ નામના એક આસામી સામે એ કોર્ટમાં કેસ ચાલતો હતો. એ કેસની સુનાવણી ચાલતી હતી તે દરમ્યાન એક કબૂતર ઓચિંતું માજીસ્ટ્રેટના ટેબલ પર આવીને બેઠું. તેની ડોકે એક ચીઠ્ઠી હતી. એ ચીઠ્ઠીમાં લખેલું હતું કે 'નૂરબક્ષને છોડી જ દેજો' લડાઈ વખતે યુરોપમાં કબૂતરો સંદેશા લઈ જતાં તેમ આ કબુતર સંદેશો લઈ આવ્યું હતું. પરંતુ, માજીસ્ટ્રેટે એના સંદેશાને માન્ય રાખ્યો નહિ અને કબૂતરને હાંકી કાઢ્યું.

*

**પોપટ સામે કેસ**

કબૂતર તો આપમેળે કોર્ટમાં આવ્યું પણ ઘણાં પંખીઓને કોર્ટમાં લાવવામાં આવે છે. કૂતરા કે બિલાડી, પોપટ કે કાકાકૌઆ, કે બીજાં પાળેલાં પશુપંખીઓની યુરોપની કોર્ટોમાં કોઈ કોઈ વાર ચોરીના કિસ્સાઓ આવે છે ત્યારે તેમના ખરા માલિક કોણ છે તે જાણવા માટે આ પ્રાણી કે પંખીઓને કોર્ટમાં લાવવામાં આવે છે અને સ્વાભાવિક પ્રેમથી ઉભરાઈ એ પ્રાણીઓ પોતાના સાચા માલિક પાસે જાય છે. એટલું જ નહિ પણ આવા પ્રાણીઓ કે પંખીઓ સામે કેસ ચલાવવાના દાખલા પણ બન્યા છે. પાડોશની એક દશ વર્ષની બાળાને ગાળો દેતો તેથી શીકાગોના એક પોપટ સામે કેસ ચલાવવામાં આવ્યો

હતો. પોપટને એક માસની અને તેના માલિકને એક અઠવાડિયાની સજા કરવામાં આવી હતી.

*

**ચોરીનો આરોપ**

લેંકેશાયરમાં એક કૂતરાને તેના માલિકે સખ્ત માર માર્યો તેથી એ કૂતરો ખીજાયો. તેણે પોતાના માલિકનાં કપડાં વીંખ્યાં ને ફાડી નાખ્યાં એટલું જ નહિ પણ ૫૦ પાઉંડની નોટોથી ભરેલું તેનું પાકીટ તફડાવી તે નાસી ગયો. આથી તેના માલિકે તેની સામે ચોરીનો આરોપ મૂકયો. તે માટે કોર્ટમાં કેસ ચાલ્યો પરંતુ કૂતરાને તેના માલિકે માર્યો હતો તેથી કૂતરાને સજા થઇ નહિ.

*

**હાથીનો આપઘાત**

જાનવરની વાત આવે છે ત્યારે હાથીને લગતો એક તાજેતરનો કીસ્સો રજૂ કરવાનું મન થાય છે. નેલોરના એક જમીનદારને પોલિસે જણાવ્યું હતું કે, 'તમારો હાથી જાહેર સલામતીને ભયરૂપ છે. માટે તેને મારી નાખો.' જમીનદારે આ વસ્તુ સામે સખ્ત વિરોધ કર્યો અને જણાવ્યું કે, 'મારા હાથી સામેનો આ આક્ષેપ ખોટો છે. હાથી સારી ચાલચલગતવાળો છે એની હું ખાત્રી આપું છું અને પુરાવામાં જણાવું છું કે તેની સાથે અનેક બાલકો ગેલ કરે છે, આનંદ કરે છે. એ હાથી નહિ નહિ તો દોઢસો લગ્નો મ્હાલી આવ્યો છે અને એણે કોઇને કશી ઇજા કરી નથી માટે એને મારી નાખવાની માગણી બેહુદી છે.'

આ કીસ્સામાં પરસ્પર વિરોધી જુબાની પડતાં માજીસ્ટ્રેટ મુંઝાયા, પરંતુ પોતાની સામે મૂકાયેલા આક્ષેપથી થયેલું અપમાન

ન સહન થઇ શકવાથી હાથી આપ મેળેજ મરી ગયો. તેણે આપઘાત કર્યો અને પોલિસને આથી શાંતિ વળી છે.



## કેટલાંક વાંદરાંઓ

માનવોની વસ્તીવાળા લત્તામાં વાંદરો આવી વસે ત્યારે સ્હેજ ગભરામણ અને આશ્ચર્ય થાય એમાં નવાઇ નથી, ને તેથીજ થોડા વખત પર સી. પી. ટેન્ક રોડ પર ચંદારામજી હાઇસ્કુલ પાસે એક વાંદરાંએ ભારે ખલેલ પહોંચાડી ત્યારે લોકોમાં ગભરાટ ફેલાયો હતો. એકથી બીજા મકાનમાં તે જાય અને ખાવાનું મળે તે ખાઇ જાય, દુકાનોમાં જઇ ભાંગફોડ કરે અને ભારે ત્રાસ આપે. 'કીંગકોંગ' ની ફીલ્મ જોનારાઓ કલ્પી શકશે કે તેણે શું શું કર્યું હશે. એને પકડવાની કોઇની હિંમત ચાલી નહિ. છેવટે મારબાવડી પોલિસ સ્ટેશનના એક અમલદારે બજારમાંથી કેળાં ખરીદી અંદર સીફ્તથી મોરફિયાનું ઝેર ભેળવી તેને તે ખાવા આપ્યાં. વાંદરો તે ખાઇ ગયો અને ત્યાં ને ત્યાંજ ઢળી પડ્યો.

નિંદ્રસ્થ થયેલા એ વાનરને સાંકળથી બાંધી તરત જ પાંજરાપોળમાં મોકલી દેવામાં આવ્યો છે; હાલ તે ચણા ખાઇ 'કાચી જેલ' ભોગવે છે.

કોઇ પણ જીવદયાના હિમાયતીને એને છોડવવાની મરજી હોય તો તેણે તેને છોડાવી, પોતાને ઘેર પાળવો !

*

### બાકુંબાનો વાંદરો

મુંબઇમાં સામાન્ય રીતે વાંદરાઓનો આવો ત્રાસ હોતો

નથી. કલકત્તામાં હોય છે, ગોકુળ મથુરામાં હોય છે. મુંબઇમાં માટુંગાના મોટા પૂલ પર વર્ષો સુધી એક વાંદરો વસ્યો હતો. કોઇ સરિતા તટે કે ગિરિશિખરે એકલવાયો સાધુ સન્યાસી રહેતો હોય તેમ એ ત્યાં એક ઠેકાણે બેસી રહેતો; જતા આવતા લોકો એ વૃદ્ધ વાંદરાને ખાવાનું નાખતા અને તેનાથી તેનું પેટ ભરાતું. એ કોઇને રંજાડતો નહિ, બાળકો તેને રમાડવા આવે તો તેમની સાથે તે રમતો. તેનામાં એક ટેવ હતીઃ કોઇ તેને ખાવાનું આપવા હાથ લંબાવે અને પછી ન આપે તો દુર્વાસા મુનીના જેટલો તેને ક્રોધ ચઢતો. એવા માણસ પાસે ખાવાનું ઝુંટવી લીધા પછી જ તે જંપતો. વર્ષોવિર્ષ તે વૃદ્ધ થતો ગયો. છેલ્લા ઘણા વખતથી તેને વિષે મેં કાંઇ સાંભળ્યું નથી. કદાચ તે મરી ગયો હશે; એમ હોય તો પ્રભુ તેના આત્માને શાંતિ આપો.

*

**વિજ્ઞાનીઓની પેઠે...**

'આપણા પૂર્વજો વાંદરાઓ હતા' એવો ડારવીનનો સિદ્ધાંત કદાચ ખરો હોય અને માણસોને એ વાતની યાદ આપવા માટે અવારનવાર વાંદરાઓ માનવ વસ્તી સાથે આવીને રહેતા હોય એ બનવાજોગ છે. 'પોપ્યુલર નેચરલ હીસ્ટરી'નું પુસ્તક (કેસલ્સનું પ્રકાશન) વાંદરાઓ વિષે રસિક વાતો બહાર પાડે છે. માનવસ્વભાવ સાથે વાંદરાઓનો સ્વભાવ મળતો આવે છે એમ તેમાં જણાવાયું છે. તેમાંથી નીચેની વિગત જાણવા જોગ છે. દક્ષીણ અમેરિકાના કેટલાક વિજ્ઞાનશાસ્ત્રીઓ જ્યારે એક ઠેકાણે જમીનના તત્ત્વોની તપાસ કરવા ગયા હતા ત્યારે, ત્યાં અનેક મોટા વાંદરાઓ જોઇને તેમને નવાઇ લાગી હતી. તે વાંદરાઓએ આ વિજ્ઞાનીઓની પેઠે તેમના યંત્રોમાંથી જમીન પર અને આકાશમાં નિગાહ નાખી, તેમની માફક

પેન્સીલ હાથમાં લઇ નકશા દોરવાનો અખતરો કર્યો અને વળી એક જણાએ તો એકના હાથમાંથી લકડી અને હેટ લઇ તેની જોડે ચાલવાનો સફળ પ્રયત્ન કર્યો.

*

**શીતળાનો રોગ હતો ત્યારે**

પણ એ વિગતોમાંથી સૌથી અજાયબ કરે તેવી વિગત તો આ છે: દક્ષિણ અમેરિકાના વાંદરાઓમાં શીતળાનો ચેપી રોગ જોરમાં ફાટી નીકળ્યો હતો. બ્લુમ્સબર્ગ સ્ટ્રીટ વેકસીનેશન સોસાયટીવાળા ડૉ૦ પીન કાર્ડ દયાળુ હતા. તેમણે વિચાર્યું કે કોઇ પણ ભોગે આ વાંદરાઓ શીતળામાં મરી જવા ન જોઇએ. તેમણે એક યુકિત અજમાવી. એક વૃદ્ધ અને એક જુવાન વાંદરાના દેખતાં બે ત્રણ છોકરાઓને બોલાવી, એ છોકરાઓના હાથ પગ આ દાકતરે બાંધ્યા. પછી, પેલા વાંદરા ધ્યાનપૂર્વક જુવે અને સમજે તેવી રીતે ધીમે ધીમે શીતળાની રસી તૈયાર કરી એ છોકરાઓને મૂકી. પછી દાકતરે છોકરાઓને છોડી મૂકયા. પેલો વૃદ્ધ સમજ્યો. થોડી વારે એણે પણ પેલા જુવાન વાંદરાના હાથપગ બાંધી તેને શીતળાની રસી મૂકી; બે ત્રણ દિવસમાં એ વિસ્તારમાં ઘણા વાંદરોને શીતળાની રસી મૂકાયલી દાકતરે જોઇ.

☆

## પૂનર્જન્મમાં માનો છો ?

તમે પૂનર્જન્મમાં માનો છો ?

અથવા દુનિયામાં પોતાની રહી ગયલી વાસના પુરી કરવા માટે માણુસ ફરી પાછો જન્મ લે એ

વાત માન્યામાં આવે છે?

પટનામાં એવો અદ્ભુત કિસ્સો બની ગયો છે. ત્યાંના રીટાયર્ડ પબ્લીક પ્રોસીક્યુટર રા. બા. વિનોદવિહારી મજમુદાર જણાવે છે કે 'ગયા માર્ચ માસમાં મારા પુત્રની પુત્રીનાં લગ્નનો શુભ પ્રસંગ હતો; મારો પુત્ર ૧૯૨૪માં અવસાન પામ્યો હતો. પણ તેની પુત્રીનાં લગ્નના શુભ પ્રસંગે બીજા અજાણ્યા ૭ જણ સાથે તે ત્યાં આવ્યો. એ સાતે જણા કન્યાની ચોરીની આસપાસ બેઠા અને કન્યાને આશિષ આપવા લાગ્યા. ત્યાં બેઠેલા મારા કુટુંબીજનો, સગાંઓ અને સ્નેહીઓ તો આશ્ચર્ય પામ્યાં, સ્તબ્ધ બન્યાં. એ ચોરીથી થોડે દૂર મારી પત્ની વેવાણ જોડે વાત કરતી હતી તેને મારા પુત્રે બોલાવી: 'મા, ઝટ કર, અહિં આવ!' અને પછી તે બધાં અલોપ થઇ ગયાં.

આ બનાવે અમારી સૌની આંખ ભિંજાઇ.'

*

બીમાર પુત્રની યાદ

આ બનાવ એક વાત સ્પષ્ટ કરે છે. પોતાની પુત્રીને પરણતી જોવાની વાસના એ માણસના દિલમાં, એ મરી ગયો હશે ત્યારે, રહી ગઇ હોવી જોઇએ.

એકવાર નહિ, અનેકવાર એવા પ્રસંગો જાણવામાં આવે છે કે, માણસને આગલા જન્મની યાદ આવે, અને તે વખતે અધુરી રહેલી કાર્યસિદ્ધિ પુરી કરવાની ભાવના તે સેવે. ૧૯૨૫ માં રંગુન પાસેના એક ગામડામાં એક બાઇને પુત્રી જન્મી હતી; લગભગ ૨૦ દિવસ પછી તે બોલતી થઇ. તેણે હાવભાવથી અને કંઇક અજાણી ભાષામાં એમ જણાવ્યું કે, મારે મારા પુત્ર પાસે જવું છે! તે ૭ માસની થઇ તોયે ગયા જન્મની યાદ તે ભુલી ન હતી. વરસ દિવસમાં તે ચાલતાં શીખી અને

એક લીમડાનાં ઝાડ પાસે ઘણી વાર તે બેસી રહેતી. થોડી મોટી થયા પછી, તેણે જણાવ્યા મુજબ તપાસ કરતાં કાશ્મીરના એક ગામડામાં તેને લઇ જવામાં આવી. એ ગામ જોતાં જ તે હર્ષઘેલી થઇ ગઇ.

*

**'કેમ બેટા કેમ છે?'**

તેણે કહ્યું 'આજ મારૂં ગામ, મને અહીં જ રહેવા દો!' અને જે ઘેર તેને જવું હતું ત્યાં તે ગઇ. ત્યાં એક માણસ ગંભીર બીમારી ભોગવતો હતો. 'કેમ બેટા, કેમ છે?' એવા ઉદ્‌ગારો આ બાળકીએ કાઢ્યા. એ બાળકી તરતજ ત્યાં હરખમાં ને હરખમાં મરી ગઇ. પેલો માણસ પણ મરી ગયો.

તપાસ કરતાં જણાયું કે એ બાળકી જે દિવસે જન્મી હતી તેજ દિવસે થોડા કલાકો પહેલાં પેલા માણસની મા મરી ગઇ હતી. એ માએ રંગુન પાસે પુનર્જન્મ લીધો હશે?

*

**ઊંઘી ગયો, પછી...**

એવોજ તાજુબીભર્યો બનાવ ઇંગ્લાંડમાં ચેશાયરમાં બન્યો હતો. ત્યાં ૧૧ વર્ષનો એક છોકરો નિશાળમાં આવ્યા પછી ગાઢ નિંદ્રામાં પડ્યો, બે દિવસ લગી સૂઇ રહ્યો. દાક્તરોએ કહ્યું 'તે ખૂબ ઊંઘે છે, તેને બીજું કાંઇ દર્દ નથી.' તે જાગ્યો ત્યારે તેણે એના પિતાને કહ્યું: 'માફ કરજો, મને મારો ગયો જન્મ યાદ આવી ગયો છે, ત્યાં મારી પત્ની અને બાળકો છે. હું તેમની સાથે જઇને રહીશ.' અને એનો પિતા પોતાના આ એકના એક અને બુદ્ધિશાળી પુત્રની વાત સાંભળી નવાઇ પામ્યો.

*

'હું તમારો પતિ હતો !'

તેના કહેવા પ્રમાણે તે એને ઑસ્ટ્રેલિયા લઇ ગયો, ત્યાં એક ઇજનેરનું કુટુંબ હતું તેને જઇ આ છોકરો મળ્યો. ૩૫ વર્ષની એક ખડતલ અને માયાળુ બાઇને છોકરાએ કહ્યું: 'તમારો પતિ ૧૧ વર્ષ પર મરી ગયો છે ને?' 'હા' બાઇએ કહ્યું.

પછી, તેણે બધી ઓળખ આપી. મરનાર ઇજનેર હતો; તેની પાસે કેટલી મતા હતી. ક્યા કાગળિયા તેણે ક્યાં મૂક્યાં હતાં, પત્ની જોડે તેણે બે વાર કેવી ગંભીર મારામારી કરેલી એ બધું જ તેણે વર્ણવ્યું.

—અને બાઇ આભી બની. 'છોકરા, તું એ બધું ક્યાંથી જાણે?' 'માફ કરજે બાનુ' છોકરાએ કહ્યું: 'ગયે જન્મે હું તમારો પતિ હતો' અને પછી, પોતાનું જ ઘર હોય તેમ તે અંદર ગયો. કેટલીક વસ્તુઓ, ફર્નિચર વગેરેમાં ફેરફાર થયલો તે પણ તેણે જણાવ્યું.

—અને પોતાના આગલા જન્મના પુત્રને જોઇ તેણે છાતી સરસો ચાંપ્યો. પછી તે છોકરો એ કુટુંબ સાથેજ રહ્યો.



## અધિપતિને કાગળ

મુંબાઇમાંથી નહિ પણ બીજા શહેરોમાંથી દૂરદૂરના ગામડાઓમાંથી સુશિક્ષિત અને અશિક્ષિત સર્વે તરફથી વિવિધ પ્રકારના કાગળો અખબારોના અધિપતિઓને મળે છે. કોઇક અંગ્રેજીમાં, ઘણાં ગુજરાતીમાં, એટલું જ નહિ પણ ફ્રેન્ચ અને જર્મનમાં, ઉર્દૂ અને મરાઠીમાં, કાનડી અને

તામીલમાં પણ પત્રો આવે છે અને તેથી તંત્રી ભાષાવિષારદોનો સ્ટાફ રાખી આ પત્રો તેમની પાસે વંચાવી બધાને જવાબ કેમ આપતા નથી તે સમજાતું નથી.

શુદ્ધ ગુજરાતી ભાષામાં બહુ ઓછા પત્રો મળે છે. પારસી ગુજરાતી, ગામઠી ગુજરાતી, મારવાડી ગુજરાતી, સંસ્કૃતમય ગુજરાતી વગેરેમાં ઘણા પત્રો મળે છે. કેટલાક નમૂના આ નીચે છે:

*

રાહ જોજો, ફાગણ વદ બીજે!

'જન્મભૂમિ' પત્રના સંપાદક મહોદયના ચરણ કમળમાં...

ભારતવર્ષના કલુષિત રાજકારણના ક્ષેત્ર સંબંધી આપ મહાશયની વિચારમાળા બહુધા મને દોષિત ભાસે છે કિન્તું એ ક્ષેત્રમાં કિંચિત ચંચુપાત કર્યો હોવાથી મેં શનૈઃ શનૈઃ વિચારો બાંધ્યા છે અને અનુભવનું નવનીત તારવ્યું છે એ એ સર્વે વિચારો શુદ્ધ ભાવે લિખિત હોવાથી, પુસ્તકાકારમાં સુરક્ષિત સ્વરૂપમાં આપ મહોદયને મળે એવી ઉત્તમ વ્યવસ્થા મેં કરી છે. કદાચીત શુભ મુહૂર્તના અભાવે ફાલ્ગુન કૃષ્ણ પક્ષ દ્વિતિયા પહેલાં તે પાઠવી શકાવાનો સંભવ નથી જ કિન્તુ યદા તેની પ્રાપ્તિ થતાં જ આપ આપના કાર્યમાં એનો ઉચિત ઉપયોગ કરશો એવી સર્વથા આશા સેવું છું.

ભાવાનુભાવી,
પંડિત દીનમણિશંકર રત્નમણિશંકરના
નમસ્તે.

*

**ગુમાસ્તો નાસી ગયો છે**

બીજો એક પત્ર નાના ગામડાનાં થોડું ભણેલા જુવાન વેપારીનો છે—

મિસ્ટર 'જન્મભૂમિ'ના એડીટર સાહેબ,
તમારા પેપરમાં આવતા વેપારી બજારોના ભાવ હું જોઉં છું, એમાંથી રુખ કોઇવાર સારી મળે છે એ માટે આભાર પણ અમારી મોટી માર્કેટના ભાવો તમે આપસો તો સારૂં. બીજું અમો તમારૂં પેપર અહીં વેચીસું તો સું કમીશન આપસો તે લખસો. અમારો ગુમાસ્તો નરભેરામ ત્રણસો રુપીયા ઉચાપત કરી દેસ ભાગી ગયો છે એનો ન્યુસ છાપસો. એ જવાથી મોટો ખળભળાટ થયો છે એમ પણ લખસો. એજ કામકાજ લખસો.

*

**મારવાડી વેપારી તરફથી**

દૂર દૂર મદ્રાસ ઇલાકામાં, પેઢી ચલાવતા એક મારવાડી વેપારીનો પત્ર આ રહ્યોઃ–

જત લખવાનું કે દદ્દનો છોરો છવે તણુ લગી હીંચે, તણુ માફક બેપારીકો છોરો બેપાર કરે. નીં તો કરે કાંય? અઠે અધી બજારોમેં તેઝીરી તો જાણે આગ લાગી સે. મારા હાથમાં માલ જ્યાદા ધ્સ્ટાક થો. અઠે લોક બધા કહે લડાઇ થાહી તો મેં ખુબાખુબ માલ ભરીયો. પસે તો બાપા, ગભરાણો. આ તેઝીરો ભરોસો કાય? એક ગુજરાતી કહે ઓલી જનમભૂમિમાં તેઝીની કાંય વાત સે ખરી. ગુજરાતી વાંસી તો જાણું નીં. પણ ઓલા ગુજરાતી 'તેજીનું તાંડવ' એણ મથાળારો તુમારો લેખ વાંસીઓ...'

*

**'તુમે માને બસાવી લીધા'**

'તુમે બરાબર કાસો. આજકાલ બેપાર તો ભાઇ, સટા જેવો થઇ ગીયો સે. કાંય ખબર પડતી નથ; દનિયામાં લડાઇનો ગલાટો સે તે કાઇને લખે બેસવા દેતો નથ. તુમારો લેખ વાંસીને મેં તો માલ વેસવા મંડ્યો. નફો સોડતાં દખ તો આય પણ દો ઘડી પસેં શું થાય તે કુણ જાણે. તંત્રી મહારાજ, એમ અમ બેપારીઓને સમજણ આપતા રો' તો કસો અહો! તુમે માને બસાવી લીધા. હવેથી હંમેસા તુમારું સાપું વંસાવતો રહું છું. ભગવાન તુમારો ભલો કરો, હાલ એજ, પરે કાંય દિન લખસું.'



# બાળકો જેવાં મોટાંઓ

'બાપાજી, મારી સાથે પત્તાં રમવા બેસો' એવી હઠ, પંડાશના મધુર કાકાના કીકાએ કરી ત્યારથી મધુર કાકા ફરિયાદ કરે છે 'આ છોકરો મને રમવાનું કહે એ કેવું વિચિત્ર છે?'

પણ એ બાળકની મનોદશા સમજતા નથી દરેક બાળકને તેના માતપિતા સાથે રમવાનું કે ફરવાનું, જમવાનું કે વાતો કરવાનું વધારે ગમે છે.

અને કંઇ કેટલાં મોટાંઓ જાતે નાની રમતો રમવાનું, અરે રમકડે રમવાનું પસંદ કરે છે એ પણ તેઓ ભૂલી જાય છે.

**વૈજ્ઞાનિક તપાસ**

અલબત્ત, કાપડની મોટી દુકાન ચલાવતા પારસીભાઇ કે દાણાબંદરમાં કામ કરતા નેણુસીભાઇ, મારવાડી બજારના દિવસ રાત સટ્ટા ખેલતા ટોડુમલ એ સૌ સાથે મળી લાકડાનાં રમકડાંથી રમે એ વાત વાહિયાત લાગે છે, પણ સાચું પૂછો તો એવું નથી. આ સંબંધી વૈજ્ઞાનિક તપાસ થઇ છે, અને એમ માલુમ પડયું છે કે જેમ બાળકોને રમકડાંનો, નાની રમતો રમવાનો શોખ છે તેમ મોટાઓને પણ હોય છે.

*

**ન્યાયાધિશ અને અધ્યાપક**

ફ્રેકેટેન્ડીટ નામના માણસે આ મનોદશા તપાસવા પાછળ વર્ષો ગાળ્યાં છે અને તેણે શોધ કરી છે. કે પ્રેમ કે વેપારના જ દાવ નથી પણ સામાન્ય રમતોના દાવ ખેલવાને જેમ બાળકો મન કરે છે તેમ મોટાઓને પણ મન થાય છે, ને તેઓ તેમાં તલ્લીન થાય છે. કોઇ ન્યાયાધિશ લોખંડના નાના પાટા પર ચાલતી નાનકડી એન્જીન ગાડીથી રાજી કેમ ન થાય ? કે પછી અભ્યાસ ખંડમાં કલાકો ગાળતો અધ્યાપક, પાનાનો મોડેલ રચીને કે ભાંગીને મનરંજન કેમ ન કરે ?

*

**રમકડાંગૃહ**

એટલે તેણે આવાં મોટાં માણસો ને ખાસ કરીને નામાંકિત રાજપુરૂષો કે ધારાસભાના સભાસદો માટે ‘રમકડાં ગૃહ’ તૈયાર કર્યું છે એ ‘રમકડાં ગૃહ’ માં વિવિધ પ્રકારનાં રમકડાં છે. નાનાં ઘરો બનાવી શકાય, નાની સ્ટીમરો કે ટ્રેનો ગતિમાન

કરી શકાય, શણગારેલા પુતળા નચાવી શકાય કે હસાવી શકાય, જાતજાતના સ્વર કાઢતાં વાજાંઓ બનાવી શકાય એવી રચના એ ગૃહમાં છે. અને એ મોટા ગૃહમાં રૌનકદાર શેતરંજીઓ પાથરી છે અને જાણીતા માણસો ત્યાં વિવિધ રમતો રમે છે.

*

**બેંકર અને પત્રકાર**

એક મોટો બેંકર છે. આખો દિવસ શરાફી કર્યા પછી, લાખ્ખોના હિસાબ કિતાબમાં મગજ પરોવાયા પછી, થાકીને તે અહિં આવે છે અને લાકડાંનો ઘોડો તૈયાર કરી તે પર અદાથી સ્વારી કરે છે. એક છે જાણીતો પત્રકાર: તે ત્યાં આવે છે અને પાણીમાં છબછબિયાં રમે છે ને ફુગ્ગા ઉડાવે છે. એક જંગી સ્ટોરના ત્રણ અધિકારીઓ આવી 'જપાની ઘર'ની રમત રમે છે અને એક મોટો ઇજનેર નિયમિત આવીને ઝાડ પર ચઢી વાંદરાની માફક ખેલો કરે છે.

*

**સ્ત્રીઓ અને ઢીંગલી**

સંતાન વિનાની કંઇક સ્ત્રીઓ પારકાં સંતાનોને લાડ કરે છે એ તો જાણીતું છે એટલુંજ નહિ પણ એવી કંઇ કેટલી સ્ત્રીઓ ઢીંગલી રાખે છે, દીકરી માફક તેનું જતન કરે છે અને શણગારે છે. આ રમકડાં ગૃહમાંથી એવી શણગારેલી ઢીંગલીઓ મળે છે. એ ઢીંગલીનું બરાબર જતન થશે એવી ખાત્રી મળે તો જ સ્ત્રીઓને તે સ્વાધીન કરવામાં આવે છે.

ખરેખર, હજી તો હાળીનાજ દિવસમાં ઉત્તર હિન્દના એક શહેરમાં ઢીંગલા ઢીંગલીના લગ્ન થયાનો પ્રસંગ બન્યો છે. ખરેખર! મોટેરાંઓ પણ રમકડે રમે છે એ સિદ્ધ થયું છે અહીંયાં અને પરદેશમાં!



## ખાંડ ખાય છે!

'તું તારા મનમાં શું ખાંડ ખાય છે?' અથવા 'એ એના મનમાં શું ખાંડ ખાતો હશે?' એવી કહેતી આપણે ત્યાં પ્રચલિત છેઃ જે વેળા ખાંડ અલભ્ય હશે અને આજે મનમાં નહિ પણ ચ્હામાં ને દૂધમાં મેવા ને મીઠાઇમાં, દાળમાં ને શાકમાં બધામાં ભેળવીને ખાંડ ખવાય છે ત્યારના જેટલી સામાન્ય નહિ હોય ત્યારે ઉપલી કહેતી પ્રચલિત થઇ હશે એમ લાગે છે. આજે તો ખાંડ કેટલી બધી સામાન્ય અને જીવનની જરૂરિયાત સમી વસ્તુ થઇ પડી છે? છેલ્લા ચારસો વર્ષમાં શોખની વસ્તુમાંથી એ જરૂરિયાતની ચીજ થઇ પડી છે એટલી બધી જરૂરિયાતની કે જગતભરમાં તેના જંગી ઉદ્યોગો સ્થપાયા છે અને જબ્બર વેપાર થવા માંડ્યો છે.

*

### ચીનમાં એ જાણીતી હતી

એ ખાંડ લાગે છે તો નજીવી પણ દુનિયાભરની પ્રજાને આજે કામની વસ્તુ થઇ પડી છે અને તેથી ખાંડના ઉદ્યોગના પ્રતિનિધિઓની લંડનમાં પરિષદ મળે છે. જૂના જમાનામાં, પ્રાચીન કાળમાં અને મધ્યકાળમાં ખાંડ જાણીતી ન હતી એમ જણાય છે. ગોળ કે સાકરના ગાંગડાનો ઉપયોગ થતો પણ પાસાદાર ખાંડ ભાગ્યે જ જાણીતી કે વપરાતી હતી. હમ્બોલ્ટ કહે છે કે, પ્રાચીન કાળમાં હિન્દમાં અને ચીનમાં સાકર વપરાતી, તે પાસાદાર પણ બનાવાતી પણ એના ગાંગડા મોટા રહેતા. પણ પશ્ચિમ એશિયામાં કે યુરોપમાં તો છેક જ અજાણી કે નવાઇની

વસ્તુ ગણાતી. કદી કોઇ પ્રવાસી ચીન કે હિન્દ બાજુ ગયો હોય તો તે કૌતુકભરી વસ્તુ તરીકે એને સાથે લઇ આવતો એટલુંજ, તે સિવાય યુરોપમાં તો કોઇ સાકરને ઓળખતું નહિં. ખાંડની તો કોઇને ખબર પણ ન હતી.

*

### ગ્રીસમાં ગોળ જાણીતો ન હતો

પ્રાચીન કાળમાં ગ્રીસ રોમમાં ખાંડ છેક જાણીતી ન હતી એમ ન હતું એવું માનવાને પુરાવા મળે છે ખરા તેઓ તેને ખાંડ ન કહેતા, પણ મધ કહેતાઃ 'મધમાખીએ બનાવેલું નહિ પણ સાંઠામાંથી નીકળેલું મધ' એ નામે એ વસ્તુ ઓળખાતીઃ મતલબ કે, શેરડીમાંથી રસ કાઢી તેને સુકવી દેવાનો પ્રયોગ થતો અને તેને 'મધ' તરિકે ઓળખાવવામાં આવતો. ત્યાં ગોળ હતો નહિ પણ જ્યાં ગળી વસ્તુ બનાવવાની હોય ત્યાં શેરડીના કુચા ઉકાળી એનું પાણી એમાં ભેળવવામાં આવતું હતું. પ્લીની તો કહે છે કે, લાકડામાંથી શેરડીના સાંઠામાંથી અમુક પ્રકારનું મધ બનાવાય છે અને તેને, દવા તરિકે વાપરવામાં આવે છે. પ્રાચીન ગ્રીસ રોમના સામ્રાજ્યમાં આમ ખાંડ કે ગોળ બન્ને જાણીતાં ન હતાં.

*

### શેરડીની શોધ

આપાછળથી એમ જણાય છે કે, કેટલાક સાહસિકો ત્રિપોલીના ગ્રામ્ય કે જંગલ વિસ્તારોમાં ગયા ત્યારે ત્યાં, ગીચ ઝાડીમાં ઉંચાં ઝાડ પાંદડાં તેમણે જોયાં. એ શેરડીઓ હતી, પણ તેમને તેનો ખ્યાલ શો? એ શેરડીઓ તેમણે ઉખેડી, ને

કોઇકે વાંદરવેડા કરી એ ચુસવા માંડી તેનો રસ મીઠો લાગ્યો એટલે એ મીઠા રસના ઝાડની ખેતી ત્રિપોલીમાં ને એની આસ-પાસના વિસ્તારમાં ભારે કાળજીપૂર્વક થવા માંડી. એમાંથી રસ કાઢવાનો પ્રયોગ થયો અને નીકળે તેટલા બધા રસમાંથી સાકરના મોટા પથરા જેવા ગાંગડા તૈયાર કરવામાં આવ્યા. એ સાકરને ભાંગીને કે દળીને રોટલા સાથે ખાવામાં આવી, અને મધ કરતાં પણ મીઠી લાગી તેથી એનો પ્રચાર વધ્યો. એ રીતે યુરોપમાં ખાંડ જાણીતી થઇ.

*

**મહાન ઉદ્યોગ થયો**

આજથી પાંચસો વર્ષ પર ૧૪૨૦ ની સાલમાં પોર્ચુગીઝો સ્પેન આવ્યા ત્યારે શેરડી લેતા આવ્યા. ત્યાંથી જાવા, સુમાત્રા, મદિરા અને બ્રાઝીલમાં શેરડીઓ ગઇ, અને એની ખેતી માટે અનુકૂળ ખેતરો ત્યાં લાધ્યાં એટલે એની ખીલવણી પણ વધવા લાગી તેમ તેમ તેમાંથી સાકરને અને ખાંડને વૈજ્ઞાનિક રીતે વધુ ઉપયોગી, વધુ સફાઇદાર અને વધુ સસ્તી બનાવવાના પ્રયોગો થયા અને પરિણામે ખાંડનો ઉદ્યોગ મહાન ઉદ્યોગ થઇ પડ્યો.



## લૉર્ડ લોધીયનને કાગળ

સ્વસ્તિ શ્રી સાગરપાર ટેમ્સતટે, લંડન નગરી મધ્યે, વેસ્ટ મિનિસ્ટરમાં, ઉમરાવ સભામાં સર્વે શુભોપમા આપવા જોગ લોર્ડ લોધીયન તે હિન્દુસ્તાનની મરી

પરવારેલી મતાધિકાર કમેટીના પ્રમુખ સાહેબની સેવામાં:—

મુંબઈથી લખીતંગ આપને હરહંમેશ યાદ કરનાર નથ્થુભાઈના રામ રામ વાંચજો.

જત તમે તાંના છાપામાં અમારા લઈડાનાં દઃખ ટાળવા હારૂ હારૂ લખો છો તે હું અહિં બેઠો બેઠો વાંચું છઉં ને મનમાં વિમાસું છઉં કે આ લોથીયનને કંઈ ફેફરૂં બેફરૂં તો આવતું નથી ને? કે પછી કંઈ મગજ ચસકી જવાનું વારંવાર બનતું છે?

*

તું જારે એમ લખે છ કે

બીજું બધું તો ઠીક પણ તું જારે છાતી ઠોકીને એમ કહે છ કે હું કોંગ્રેસમાં હોઉં કેની તો ફટ દઈને પરધાનની ગાદી પર બેહી જાઉં અને ગવંડર પાહે ખાતરી બાતરી લેવાની પરવા બી ની' કરૂં તારે મને એમ થાયા કરે કે તું બી ખરો અક્કલનો ઓથમીર છે જો! ને વરી તું, એવી ફીસીયારી મારતો છે જે પરધાનના કામમાં ગવંડર જવારે વચ્ચે આયવો તીવારે એની જોડે લડી લાખું ને રાજીનામું ફટકાવી જાહેબજ કરી ચાયલો જાઉં!

*

શીસ્ટીમમાં ની' રીયો કેની તો

તારી વાત તો અહિં મારા ડીકાને કીધી તારે તેણે બી હસી લાખી જો: પે'લી પરથમ વાત તો એ કે તું કોંગ્રેસમાં હી રીતે આવે? તું હું ખાદી પહેરવાનો છે કે તકલી પર બેહી 'તકલી ચલા ચલા કે લેંગે...સ્વરાજ...' ગાવાનો છે? અયલા, નખે માનતો જે કોંગ્રેસમાં આવવાનું હેલું છે? ને આયવા પછી જે શીસ્ટીમમાં રે'વાનું છે તે શીસ્ટીમમાં ની' રીયો કેની તો જવારલાલ ને વલ્લભભાઈ હાડકાં ખોખરાં કરી લાખે જો

અહિં અમારે તાં, ખાસ્સી મઝાની ખાદીની ટોપી પે'રીને રાઘવેન્દ્રરાવ ગવંડર થઇ ગયેલો ને આણીફા જમનાદા' એ'તા જેવા માણહ પરધાન થીયા છ એમની હી વલે થાય છે એ તો કાઇ દા'ડો રૂબરૂ મળા તારે કે'વા. કાગરમાં એ ફસકલાસ વાતો શી રીતે કે'વાય?

*

**ખાદીના તાકા ઉંચકવા પડહે**

ને હું સરકારની કાઉન્સિલમાં જવાનું, ને ભથ્થા ભાડા ખાઇ બેહી રે'વાનું એજ કોંગ્રેસવારાનું કામ છે હું? અયલા કોંગ્રેસમાં આયવો કે'ની તો બીજા કામબી છે. તારા જેવાને તો રચનાત્મકમાં જ બેહાડી દે: તું બી હમજે કે મને બી મયલા'તા; જરા વચાર તો કરી જો, ખાદીની ટુંકી પોતડી ને જાડું બદન પે'રી માથે ખાદીના તાકા ઉંચકી તા'રે ઘેરેઘેર ભટકવું પડહે.

*

**ડાકુ મારતો નખે**

દુબળા, ભંગીઆ, ગોલા વગેરે ની પાંહે બેહી એક પંગતમાં મળે તો જાડા રોટલા ને રાબ પીવી પડહે. તારા મનમાં જે ઉનાળાની મ્હાબલેશ્વર ઉટીની હવા ખાવા મળહે, એવું કંઇ ની' બનવાનું જો તું તો વાજ ખાતો રે'વાનો. ને વેલાતથી કોંગ્રે-સમાં જોડાવા રાતો બુમ જેવો આવહે તો, કારો કાયલા જેવો થઇને જવાનો: ફરી કેઉછ જે, કોંગ્રેસનું નામ બામ નખે લેતો, ને અમે અમારે જે કરતા હોઇએ કેની તેમાં ડાકુ ને ડહાપણુ બતાવવામાં મગજ ચલાવતો ની,' ની' તો મગજ બહેર મારી જશે.

*

**એમને બતાવી જોજે**

તડને ફડ લખી લાયખું છ તેથી મનમાં દુ:ખ ની' લગાડતો જાણીને આટલું લયખું છ: ને તને જો મારી શલાહ વિષે વે'મ આયવો હોય તો આ કાગળ જેટલેંડ કે બટલરને બતાવી જોહે તો તને ગમ પડહે.

*

**કેરી હારી નથી**

બીજું, અહીં બધા મઝામાં છે. ઓણ કેરીનો પાક હારો નથી. આફ્રા રતનાગીરીથી બી હાપ્રસના હારા ટોપલા આવતા નથી ને અમલહાડવારાનો બી રિપોર્ટ માફક નથી. તોબી, બનહે તો ડઝન બે ડઝન મોકલાવા તે રાજા જારે ગાદીએ બેહે તારે, તારે ઘેર ઉજાણીમાં કામ લાગહે. એજ કામકાજ ફરમાવસો.

☆

# દિવસમાં બે વાર પાક ઉતરે છે!

'તમારી ઉમ્મર શી હશે તેનો વિચાર હું ઘણીવાર કરું છું. પત્નિ અને પુત્રનો ઉલ્લેખ કોઈ વાર કરો છો એટલે તમે પરણેલા તો છોજ એમ લાગે છે પણ ડહાપણના બે શબ્દ પણ લખો છો ત્યારે પ્રૌઢ કે વૃદ્ધ હશો એમ કલ્પું છું. સંશય ટળે તે ખાતર આપનું વય જણાવશો?' એવો પત્ર મને ચારેક દિવસ પર મળ્યો ત્યારે નવાઈ લાગી. વિદ્વતા પરથી વય પારખવાનો સમય હવે નથી રહ્યો એ પત્રલેખકને ખબર નહિ હોય? તેમ છતાં મેં જવાબ લખ્યો કે; 'મારી વય ૧૫ વર્ષની છે.'

—સાચેજ એ વાંચી એને નવાઇ લાગે, ને પત્રવ્યવહાર લાંબો ચલાવે એ ભયે મેં તા. ક. માં લખ્યું કે, આમ તો વય મોટી છે, પણ જીંદગીમાં જેટલા વર્ષો સારી રીતે વીતાવ્યાં હોય એટલાં જ વર્ષો આપણે ગણવાં એમ મને શાસ્ત્રી દીનમણિશંકર તનમનશંકરે શીખવેલું તેથી આમ લખ્યું છે.

*

**રાજા અને ખેડૂત**

દીનમણિશંકરે તો કહેલું તે કોઇ પોથીમાં વાંચીને; એમણે મને જણાવેલું કે પ્રાચીનકાળને વિષે એક રાજવી જે કહેવાય તે, પોતાના મહાચતુર પ્રધાન સાથે અશ્વારોહણ કરીને એકદા મૃગયા રમવા જંગલમાં ગયો ત્યારે પોતા પાસે સોનામહોરોની જે કહેવાય તે ચારેક કોથળી લેતો ગયો. માર્ગમાં એ અશ્વે, જે કહેવાય તે ઠોકર ખાધી અને રાજવી જમીન પર ઢળી પડ્યો. નજીકની ભૂમિ પરથી એક કૃષિકારે એ જોયું, ને તેણે આવી રાજવીને રાહત આપી. નૃપે જે કહેવાય તે આનંદ વ્યકત કર્યો અને પૂછ્યું: 'હે કૃષિકાર! તારી વય કેટલી?' એણે ઉત્તર દીધો: 'રાજન! ચાર વર્ષની.' અને આશ્ચર્ય ચકિત થયલા રાજાને એણે કહ્યું: 'શાણા માનવીઓ, હે રાજા, પોતાનાં સારાં વર્ષો સાચી ઉમ્મર તરીકે લેખે છે.'

*

**આપણે વાવ્યું છે તેનાં ફળ**

રાજાએ એને સોના મહોરની એક કોથળી ભેટ દીધી.

રાજા તે પછી એની મઢુલીએ ગયો. ત્યાં, આરામ લેતાં પૂછ્યું: 'પ્યારા જગતના તાત, આ વૃક્ષો તેં વાવ્યાં છે એનાં ફળ તારી જીંદગીમાં તો તું ચાખીશ નહિ.'

'સાચું, રાજન' ખેડૂતે કહ્યું 'પણ મારા પિતાએ વાવેલાં વૃક્ષોનાં ફળો હું ચાખું છું: મેં વાવ્યું છે એનાં ફળ મારા વંશજો ચાખશે.'

રાજા ખુશ થયો. એણે સોનામ્હોરોની બીજી કોથળી ભેટ કરી. પણ ચકોર ખેડૂતે જોઈ લીધું કે રાજા પાસે બીજી સોનામ્હોરોની બે કોથળીઓ છે એટલે એ વાતે ચડ્યો.

'રાજન, મારા પિતાએ વાવેલાં વૃક્ષો ૪૦ વર્ષે ફુલેફાલે છે, મારાં વાવેલાં વૃક્ષો વાવ્યા પછી બે વર્ષે ફુલેફાલે છે!'

'ઓહો!' રાજાએ કહ્યું અને તેણે ત્રીજી કોથળી ભેટ આપી દીધી.

*

### ફળ ક્યારે આવે?

એટલે ખેડૂતે પ્રણામ કરી કહ્યું: 'બાપુ! એક વાત કહી દઉં. મારા પિતાએ ને બીજાઓએ વાવેલાં વૃક્ષોને વર્ષમાં બે વાર ફળો આવે છે, જ્યારે મારાં વૃક્ષોને તો દિવસમાં બે વાર પાક ઉતરે છે.'

અને રાજા દિંગ્મૂઢ થઈ જોઈજ રહ્યો. તેણે પોતા પાસેની સોનામહોરોની છેલ્લી ચોથી કોથળી પણ આપી દીધી અને તરતજ, જે કહેવાય તે ચેતી ગયેલા પ્રધાને કહ્યું: 'રાજા! તત્પર ઉઠો, મૃગયા કરવા જવાનું મોડું થાય છે!'

*

### રાજ્ય ગીરવે લખાવત

અને રાજાએ ખેડૂતની વિદાય લીધી. પ્રધાને કહ્યું: 'રાજન! આપ વધુ વખત રોકાત તો એ આપણું રાજ્ય ગીરવે લખાવી લેત!'

રાજા એ વાત સાથે કબૂલ થયો.

આજના જમાનામાંયે આવી નાની બાબતોમાં ભેટ આપી

દેનારા ઉલ્લુ રાજાઓ તો છે પણ એમને સાનમાં સમજાવી દેનારા પ્રધાનો નથી.



## સટોડિયાનાં માનસ

'મોટો—સટ્ટે તો લાગે થી ફૂખસે મીઠા ને ન સટ્ટે તો કરે સફાચટો' એ તો સૌ કોઈ જાણે છે, છતાં કોણ જાણે પણ મુંબઈની ૮૦ ટકા પ્રજા એક કે બીજા પ્રકારના સટ્ટામાં મશગુલ રહે છે.

'જુવોને, આ વેળા દશ હજાર ડીફર્ડમાં કમાયો' એમ એક પાડોશીએ એની પત્નિને કહ્યું: ડીફર્ડ એ કાપડની ગાંસડીનો વેપાર છે કે ઝવેરાત છે એની એ બાઈને તો કાંઈ ખબર નહિ: પણ એ જાણવાનીયે એને તમા શી હોય ? પતિ દશ હજાર કમાયા એજ એને મન મોટી વાત હતી. પણ પછી, જ્યારે પંદર દિવસ પછી, એજ ડીફર્ડમાં એ ગૃહસ્થે આઠ હજાર ગુમાવ્યા ત્યારે એની પત્નિએ ડીફર્ડનો ધંધો એટલે શું એની તપાસ કરવાની કાળજી રાખી.

*

### એક જણનો ખુલાસો

'ડીફર્ડમાં એ કમાયા ને એમાં એમણે ગુમાવ્યા પણ ડીફર્ડ એટલે શું?' એણે મારા જેવા એકને પૂછ્યું.

પેલાએ જવાબ દીધો: 'ડીફર્ડ એ નામનું ઉંચી જાતનું કેસર આવે છે. ધારો કે રૂ૦ ૫૦૦૦૦ નું એ કેસર અહીંથી સ્ટીમરમાં વિલાયત મોકલી દે ને ત્યાં રૂ૦ ૬૦૦૦૦ માં વેચી દે

તો એમને દસ હજાર નફો થાય ને ૪૦૦૦૦ માં વેચે તો દસ હજાર ખોટ જાય.

*

**ત્યાં ખપ કેમ વધ્યો ?**

'તે—એ ડીફર્ડની માંગ અત્યારે જ વિલાયતમાં કેમ પડી ?' એ વ્હેને પૂછ્યું.

'જુવોને, ત્યાં રાજ્યારોહણ છે એટલે બધા બજારમાં તેજી છે: કેસરનો ત્યાં પહેલો ખપ અને ડીફર્ડ છાપની કેસર પર એ લોકો આફ્રિન છે' પેલાં વ્હેનને સંતોષ થયો; એને પણ એમ લાગ્યું કે, આ ખોટ ગઇ તો ગઇ પણ હજીએ પતિ ડીફર્ડમાં ધંધો કરી ૨૫—૫૦ હજાર ખાટી લે તો ખોટું નહિ.

*

**દ્રષ્ટિ—પેલા પાટિયા પર**

ઘણાં યે માણસો જેઓ શેરબજારમાં રચ્યા પચ્યા રહે છે તેઓ પણ પોતે જે કંપનીઓના શેરો લે છે કે વેચે છે તે કંપની શું કામકાજ કરે છે, શું બનાવે છે કે શું વેચે છે, તેનું કારખાનું કયાં છે ને તેના સંચાલકો કોણ છે એ કાંઇ જાણતા નથી: તેમને એ જાણવાની દરકાર જ નથી: સવાર, બપોર ને સાંજ તેમની દ્રષ્ટિ તો શેરબજારના પાટિયા પર જ રહે છે.

*

**એલાપુર—'કાપડની મીલ !'**

પ્હેલાં મોટે ભાગે મીલશેરોમાં સોદા વધુ થતા એટલે એલાપુર પણ કેમ જાણે મોટી કાપડની મીલ હોય તેમ કેટલાક ધારતા: સીંધીયાના શેરોમાં તેજી આવી ત્યારે એક ચતુરે મને કહેલું કે, 'તાતાના લોખંડનું કારખાનું ધીકતું છે, પણ સીંધીયા હજી વધુ પ્રગતિ કરશે. એ લોકો તો સ્ટીમરો પણ બાંધે છે ને !'

*

**બર્માનાં ધોતિયાં સારાં !**

બુંદીના શેરોમાં ઝમક આવી'તી ત્યારે બુંદીવાળા ખાવાની બુંદીનોજ ધંધો કરતા હશે એવી એક જણની કલ્પના હતી. 'બર્મા' તો કાપડનીજ મીલ છે એમ માની એના શેરો ખરીદનાર એક મારવાડીએ કહેલું કે: 'અઠે બર્માકી ધોતી મીલે કો ની ? બર્મામે ધોતી બોત ચોકખી હો રહી હે !'

*

**મને શી નીસ્બત ?**

હમણાં હમણાં તાંબામાં ઠીક સટ્ટો ચાલી રહ્યો છે પણ તાંબાની લેવડદેવડ કયા માપથી થાય છે તેની, એમાં લીધા દીધા કરનારાઓને ખબર નથી. મેં એક જણને કહ્યું કે તાંબાનું માપ ભારથી થાય છે ત્યારે તેણે જવાબ દીધો:

'ભારમાં કે પડો હે ? માને તો લેણદેણ તેઝ મંદીકી હે. પીછે ઓ ખાંડી કે ભાવસે હો કે મણ કે ભાવસે હો: જ્ઞ કો માને બેરો કો ની !'

☆

## વણ નોતર્યો મહેમાન

સમ્રાટ કે કા જ્યોર્જનું રાજ્યારોહણ છે તેમાં વણનોતર્યા રાજાઓ અને મહારાજાઓ, વેપારીઓ અને વિદ્યાર્થીઓ, વિલાસીઓ અને વારાંગનાઓ બધા જ ઉપડ્યા છે. ગણ્યાગાંઠ્યા રાજાઓને જ આમંત્રણ છે છતાં શોકબંધ રાજાઓ ઉપડ્યા છે. એમને લંડનમાં અધિકારીઓએ

ઉતારાની ચોકખી ના પાડી છે. રાજ્યારોહણ નિહાળવા તેમને બેઠક મળી નથી તો પણ તેઓ 'હાલી નીકળ્યા' છે.

*

**વડોદરામાં રાજવી લગ્ન**

આવાજ એક પ્રસંગ વિશે ગુજરાતમાં એક દંતકથા પ્રચલિત છે.

ઘણા વર્ષો પર વડોદરામાં એક રાજકુમારનાં દબદબભર્યાં લગ્ન હતાં: હિંદભરમાંથી રાજા મહારાજાઓને ખાસ આમંત્રણથી તેડાવવામાં આવ્યા હતા. કાઠિયાવાડનો કેટલોક ભાગ એમનો ખંડીયો હોવાથી ત્યાંના કેટલાક રાજાઓ, મહારાજાઓને બોલાવવામાં આવેલા, પણ એક દરબારને આમંત્રણ ન્હોતું.

*

**'ગયા વિના ચાલે નહિ'**

લગ્નતિથિ નક્કી થઇ અને બીજા મહારાજાઓને આમંત્રણો ગયાં તેની ખબર પડી ત્યારે આ દરબારે વિચાર્યું: 'આવશે, આજ નહિ તો કાલે કંકોત્રી આવશે, કોઇ ખાસ માણસ આગ્રહ કરવા યે આવશે' પણ કોઇ જ આવ્યું નહિ ને લગ્નને થોડા દિવસ જ રહ્યા એટલે એમણે નિર્ણય કરી લીધો કે 'આવા સમારંભમાં આપણને નોતરું નથી તે ગાયકવાડની વિસ્મૃતિનું કારણ છે માટે આપણને ગયા વિના ચાલે નહિ. ભૂલ તો મોટા મોટાની થાય છે. દફતરમાં રાજ્યનું નામ નાખવાનું સરકાર જેવા ભૂલી જાય તો કંકોત્રી નાંખવાનું ગાયકવાડ ભૂલી જાય પણ તેમને ખોટું લાગે તેવું આપણે કરવું જોઇએ નહિ.'

—અને મોટા રસાલા સાથે તે વડોદરે લગ્નમાં જવા ઉપડ્યા.

*

**પાલખી મોકલાઈ**

વડોદરે મહેમાનોની મોટી યાદીમાં એમનું નામ નહોતું: એટલે પાદર પરજ તે અને તેમનો રસાલો પડી રહ્યા. ત્રણેક દિવસ એમ વીત્યા. છેવટે, લગ્ન સમારંભના સ્વાગત અધિકારીઓને કાને વાત ગઇ કે કોઇક નાનકડા રાજ્યના દરબાર મોટા રસાલા સાથે લગ્નમાં આવ્યા છે પણ પાદરે પડી રહ્યા છે. ઉતારાની જોગવાઇ તો હતી નહિ છતાં ગમે ત્યાં સમાસ કરી આપીશું એમ વિચારી તેમણે, લગ્નને આગલેજ દિવસે, એક પાલખી તેમને તેડવા મોકલી.

*

**દરબારો વચ્ચે ઝઘડો**

દરમ્યાનમાં તો જેમ સમ્રાટના રાજ્યારોહણ માટે વગર નોતરે વિધવિધ રાજવીઓ લંડનને પાદરે પહોંચી ગયા છે તેમ વડોદરાને પાદરે આઠ દશ દરબારો આવી પહોંચ્યા હતા!

એટલે પાલખી આવી ત્યારે એક દરબાર કહે કે, એ મારે માટે છે, ને બીજા કહે કે, મારે માટે: એમ તેઓ લડવા માંડ્યા.

પછી, પોતપોતાના ડાહ્યા પ્રધાનોની સલાહથી એવો નિર્ણય કર્યો, કે કોઇએ પાલખીમાં બેસવું નહિ. બધાએ ચાલતા જવું ને પગરખાં પાલખીમાં મૂકવાં.

*

**લગ્ન પછી ત્રણ માસે વિદાય**

આમ તેઓ ઉતારે પહોંચ્યા. લગ્ન થઇ ગયાં. બીજા આમંત્રિત રાજા મહારાજાઓ પણ વિદાય થયા પરંતુ પેલા થોડા બાપુઓ તો ખસે જ નહિ. તેઓ અંદર અંદર વાતો કરે

કે આપણે ત્યાં કામ તો ઘણું છે, પણ યજમાનના કહ્યા વિના જવાય જ કેમ ?' આમ કરતાં ત્રણ માસ વીત્યા અને જ્યારે તેમને મોઢે ચડી કહેવામાં આવ્યું કે, લગ્ન તો કયારનાં ય પતી ગયા છે ને હવે કોઇ મ્હેમાનની જરૂર નથી ત્યારે તેઓ ગયા.

—લંડન ગયેલી રાજાઓની વણજાર પણ એવું કરે તો નવાઇ નહિ.



## ખુશીથી લઇ લે

એક વેપારી માણસ, શરીરે ભારેખમ લાગતો હતો તેથી અને ખાસ કરીને તેના કોટના અંદરના ખીસામાં વજન જણાતું હતું તેથી, તેનું ખીસુ કાપી નશીબ અજમાવવાની તક એક ખીસાકાતરૂએ મેળવી લીધી. તેણે ખીસુ કાપ્યું અને પાકીટ સરી પડયું. વેપારીના પગ પરજ એ પડતાં તે ચોંકયો. તેણે નીચા વળી જોવા માંડયું, પેલો ખીસાકાતરૂ તે પાકીટ ઉઠાવતો હતો તે જોઇ વેપારીએ કહ્યું: 'લઇ લે, ભાઇ લઇ, લે: એ મારૂં છે પણ હું તને તે ખુશીથી આપું છું. એમાં નોટોનો થોકડો નથી પણ આજ છ માસથી મને સતાવી રહેલા લેણદારોના આંકડાઓનો થોકડો છે. તને ફાવે તો તે વાંચી, બધાં આંકડા ચુકવી દેજે: પ્રભુ તારૂ ભલું કરશે.'



## સોલીસીટરો અને કોમી એકતા

કોમી એકતા એ આપણા દેશ માટે એક મહાન પ્રશ્ન બની ગયો છે. અનેક ધર્મના અને અનેક જાતના સંસ્કારના માનવો આ ભૂમિમાં વસે છે અને તેથી તેઓ વચ્ચે કજીયાકંકાસ થયા કરે છે. એ કંકાસ ટાળવા માટે વારંવાર સમજુતીઓ થાય છે પણ કોમીવાદીઓ સમજતા નથી ને રાષ્ટ્રીયતા કેળવતા નથી. ઘણાં વખતથી મને એમ લાગે છે કે, આ સંબંધમાં મુંબઇના સોલીસીટરોએ જે આગેવાનીભર્યું પગલું લીધું છે તે તરફ કેમ કોઇની દ્રષ્ટિ ઠરતી નથી? સામાન્ય રીતે, ધારાશાસ્ત્રીઓ. થએલા કે થતા કંકાસને વધારે છે, કોર્ટમાં પોતપોતાના પક્ષ તરફથી બરાબર ટંટો ચલાવે છે: પરંતુ તેઓ પોતે, જે અજબ રીતે કોમી એકતા જાળવી રહ્યા છે તે સાચેજ પ્રશંસાપાત્ર છે.

*

**બે કોમના માણસો**

ખ્રીસ્તી હો કે પારસી હો, મુસ્લીમ હો કે યાહુદી હો, દરેક સાથે હળીમળીને રહેવામાં જ નહિ પણ એમની સાથે ભાગીદારીમાં ધંધો કરવામાં અને એમનાં નામ સાથે પોતાનાં નામ જોડી. વર્ષોથી એ પેઢીનું ગૌરવ જાળવવામાં તેઓ રાત દિવસ જે મહેનત કરે છે તે નોંધવા યોગ્ય છે. ભલભલા સનાતની બ્રાહ્મણ સોલીસીટરો મુસ્લીમ કે ખ્રીસ્તી સોલીસીટર સાથે પોતાના નામનો છુટથી ઉપયોગ કરવા દે છે: એવાં કેટલાંક નામો આજે મુંબઇમાં સોલીસીટરોની ધીકતી પેઢી-

ઓનાં છે, ને તે પરથી ખાત્રી થાય છે કે, પરકોમના માણસો સાથે ધંધો કરવામાં સોલીસીટરોની જ મોટે ભાગે આગેવાની છે.

*

**બેન્જામીન છત્રપતિ**

મી. બેન્જામીન સાથે છત્રપતિ જોડાયા છે.

આપણા મનમાં કે મી. કેપ્ટન કોઇ ટુકડીની સરદારી લેશે, પણ તેમણે તો વૈદ્યની જોડે બેસીને કાયદાની સલાહો આપવા માંડી. ચીટનીસ કોઇનું મંત્રીપદ કરવા ન જતાં મી. કાંગા જોડે જોડાયા. દક્ષિણી સાથે ગુજરાતી સોલીસીટર જોડાયાની દાખલા અનેક છે પણ તેમાં દાભોલકર એન્ડ જેઠારામ અને પાડારે લીલાધર તથા રાયવૈયા નગીનદાસએક એક પ્રાંતના પ્રતિનિધિ જેવા લાગે છે.

*

**એજલો ગુલાબચંદ વાડીયા**

એવી બીજી પણ કેટલીક પેઢી છે. મેસર્સ ધરમસી દીનકરરાવ નંદલાલની, મુળગાંવકર મોદીની, ઠાકોરદાસ મડગાંવકરની, મણિલાલ ખેર એન્ડ અંબાલાલની, મોહીલે પારેખ એન્ડ માણેકલાલની, ત્રણ જુદી જુદી કોમના માણસો એકઠા મળીને પણ સોલીસીટરની પેઢી ચલાવે છે. જેમ કે: એજલો ગુલાબચંદ વાડીયાની; મુળજી પ્રધાન અને પરેરાની. બે પારસીઓ ને એક હિંદુ હોય એવી બે પેઢીઓ ધ્યાન ખેંચે છે (૧) જહાંગીર, ગુલાબરાય એન્ડ બીલીમોરીઆ; (૨) મીનોચેર મંચેરશા એન્ડ હીરાલાલ.

*

**બે હિંદુઓ : એક ખ્રીસ્તી**

બે હિંદુઓ સાથે કોઇ ખ્રીસ્તી મળ્યા હોય એવી એકજ

જાણીતી પેઢી છે. દફ્તરી, ફરેરા એન્ડ દીવાનની તેમ વળી બે હિંદુઓ સાથે એક પારસી જોડાયાનો દાખલો બે પેઢીઓમાં છે. ભાઈશંકર, કાંગા એન્ડ ગીરધરલાલમાં અને મટુભાઈ, જમીએતરામ એન્ડ માદનમાં.

*

**તૈયબજી ડાહ્યાભાઈ**

એક હિંદુ સાથે એક ખ્રીસ્તી જોડાયાનું ઉદાહરણ ફરેરા એન્ડ વલ્લભદાસમાં અને પારસી સાથે યાહુદી જોડાયાનું પટેલ ઇઝીકીએલમાં મળે છે. તેમ જ હિંદુ સાથે ખ્રીસ્તી કે મુસલમાન જોડાયાનું ઉદાહરણ પરેરા પ્રધાન એન્ડ ફાઝલભાઈમાં તેમજ રણછોડદાસ હકીમમાં અને હિંદુ મુસ્લીમના સુંદર ઐક્યનું ઉદાહરણ તૈયબજી ડાહ્યાભાઈમાં મળી રહે છે.



## સ્ત્રી સોલીસીટરો

સ્ત્રીઓ પણ સમાન હક્ક માંગે છે, ને મેળવે છે. પુરૂષો જે જે ક્ષેત્રમાં વિચરે છે તે તે ક્ષેત્રમાં સ્ત્રીઓ પણ હવે જોવામાં આવે છે. રમતગમતના કે સામાજીક સેવાના, હવાઈ ઉડ્ડયનની કે તરવાની હરિફાઈના ક્ષેત્રમાં જ નહિ પણ રાજકારણમાં તેઓ ભાગ લે છે. તેઓ દાક્તરો થાય છે અને હોસ્પીટલો ચલાવે છે. કેટલીક બ્હેનો ધારાશાસ્ત્રી થાય છે અને અદાલતમાં જોરદાર દલીલબાજીમાં આગળ આવે છે.

પણ મુંબઈમાં કેટલીક બ્હેનો સોલીસીટર થઈ છે ને પ્રેકટીસ કરે છે. હમણાં તો તેઓ જુનિયર ભાગીદારો તરિકે

કામ કરે છે પણ વખત જતાં તેઓ સીનીયર ભાગીદારો થશે એ નિઃશંક છે.

*

**અસંખ્ય પાટિયાં જોવા મળે**

સોલીસીટરોમાં નામોના શંભુમેળા વિષે લખતો હતો ત્યારે, મને એ વિચાર આવ્યો અને એમ થયું કે, સ્ત્રીઓ પણ સોલીસીટરોની પેઢીમાં ભાગીદાર થાય અને એમનાં નામ પણ ઓફિસની બ્હારનાં પાટિયાં પર નજરે પડે તો કેવું લાગે? સ્ત્રી પુરૂષ, સોલીસીટર તરિકેના ધંધામાં પણ સમાન હક્ક ભોગવે છે એ પુરવાર થાય. મેડ્રાઝ સ્ટ્રીટમાં, હોર્નબી રોડ પર કે દલાલ સ્ટ્રીટમાં હાઇકોર્ટની આસપાસના લત્તાઓમાં એવાં અસંખ્ય પાટિયાં જોવા મળે.

*

**અંબુતાઇ એન્ડ અમીન**

એ પાટિયાં કેવાં હશે? માત્ર એક કોમના સ્ત્રી પુરૂષોનાં નામો એ પાટિઆંઓ પર જોવા મળશે. એમ નથી પણ તેમાંયે અનેક કોમી એકતાના દાખલા નજરે પડશે.

કુસુમ, ખરશેદજી એન્ડ જોન્સન એવી એકાદ પેઢી નજરે પડશે અને વળી કોઈ ઠેકાણે અંબુતાઇ એન્ડ અમીનનું પાટિયું હશે. સ્મટસ, શકરાભાઇ એન્ડ સુલોચનાને નામે કોઈ ઓફિસ જણાશે અથવા તો, ફણુસે ફુલકુંવર એન્ડ ફાઝલભાઇનું સુંદર પિત્તળના અક્ષરે લખાયલું પાટિયું નજરે પડશે.

ભાગીરથી, ભીમજીભાઇ એન્ડ બામમોટ અથવા તો હસ્મત, હાથીભાઇ એન્ડ હાર્ટશોન એવા નામની ઓફિસો પણ અસ્તિત્વમાં આવશે એ નિઃશંક છે.

*

**એમીલી એન્ડ ઉકાભાઈ**

કોઈ બે બ્હેનો એક ઓફીસમાં ભાગીદાર હશે તો તે રશીદા એન્ડ રૂકમણી કે મહેરાં એન્ડ મોંઘી બ્હેનને નામે પાટિયાં મૂકાવશે.

એમીલી એન્ડ ઉકાભાઈ અથવા તો રાઘવજી એન્ડ રૂબી એવા નામે ખ્રીસ્તી બ્હેનોની ઓફીસો પણ હશે ત્યારે વળી ડાહીબ્હેન એન્ડ ડીસોઝા કે રોજર્સ એન્ડ રાધાબાઈ નામની હિંદુ બ્હેનોની ઓફીસો પણ હશે.

*

**ફાતમા, ફોગટલાલ પરેરા**

હિંદુ, મુસ્લીમ ખ્રીસ્તી ત્રણે કોમ જેમાં નજરે પડે એવી ફાતમા, ફોગટલાલ એન્ડ પરેરાની પેઢી અથવા મથુરભાઈ, હીલ્ડા એન્ડ હકીમ એવા નામની ઓફીસ પણ અમલમાં આવશે. બે ભાઈઓ પોતાની અટકથી સોલીસીટરની પેઢી ચલાવે એવા દાખલા છે; તેમ કોઈ બે બહેનો પણ કાયદાના સલાહકાર થઈ શકે અને સુશીલા એન્ડ સરોજીની કે એવા નામથી ચાલતી ઓફિસ પણ હશે.

*

**તેઓ ન્યાયાધિશ થશે**

સ્ત્રીઓ, આમ સોલીસીટરો તરિકે જ્યારે ધીકતી પ્રેકટીસ કરતી થશે ત્યારે, તેઓ મોટે ભાગે પોતાની બ્રીફો પણ સ્ત્રી બેરીસ્ટરો કે એડવોકેટોને આપશે; તેઓ ધીકતી પ્રેકટીસ અને કીર્તિ પ્રાપ્ત કરશે અને વખત એવો આવશે કે, બે બેરીસ્ટરોમાંથી કોઈકનાં નામ સર્વોત્કૃષ્ટ ધારાશાસ્ત્રીઓ તરીકે સુવિખ્યાત થશે. તેમાંની કોઈ હાઈકોર્ટના ન્યાયાધિશ તરિકે નીમાશે તેમજ કોઈ એડવોકેટ જનરલ પણ થશે.

ધર્મખાતાઓના કે સગીર વારસોના ટ્રસ્ટીઓ તરીકે જાણીતા સોલીસીટરો નીમાય છે. સ્ત્રી સોલીસીટરો થશે ત્યારે તેમનાં મુબારક નામ પણ ટ્રસ્ટીઓની નામાવલિમાં નજરે પડશે.



## મોડા થતા મુકદ્દમાઓ

મુંબાઈની હાઈ કોર્ટમાં એક ગૃહસ્થે માંડેલો દાવો પાંચ-છ વર્ષથી એમ ને એમ પડ્યો છે. અવારનવાર સુનાવણી ચાલે છે પણ દાવાનો અંત આવતો નથી. જેટલી રકમ માટે એણે દાવો માંડ્યો છે તેટલી રકમ કરતાં ચારગણી વધારે રકમ તેણે દાવા પાછળ ખર્ચી છે અને હજી કેટલી ખર્ચાશે તેનો અંદાજ એ કે બીજું કોઈ કરી શકતું નથી. દરમ્યાનમાં, એને વેપારમાં ખોટ ગઈ છે અને આજે દુકાન ચલાવવા જેટલી તેનામાં હિંમત નથી તો દાવો ચલાવવા જેટલી તો ક્યાંથી હોય?

*

### કોને કેવો ફાયદો થાય છે?

મુકદ્દમાઓ કે દાવાઓ લંબાયે જાય તેમાં ફરીઆદી કે આરોપી, વાદી કે પ્રતિવાદી બંનેને હાનિ થાય છે એવી માન્યતા પ્રચલિત છે. પણ સૃષ્ટિમાં બનતો દરેક પ્રસંગ કોઈને પણ કોઈ રીતે હીતકર્તા છે એ ભૂલવાનું નથી. દાવા લંબાયાથી કોને કેટલો ફાયદો થાય છે એનું સરસ ઉદાહરણ ૧૮ મી સદીના સુવિખ્યાત ફ્રેન્ચ ધારાશાસ્ત્રી મોન્સ્યો જીરાર્ડને એના પિતાએ આપ્યું હતું.

*

### પિતાને કહેતો ત્યારે

આ જુવાન ધારાશાસ્ત્રીનો પિતા પણ વર્ષો લગી ધારાશાસ્ત્રી હતો અને એ ધંધામાંથી ફારેગ થયા પછી પોતાના પુત્રની કારકિર્દી રસભરી રીતે જોતો. દરરોજ પુત્ર ઘેર આવી અદાલતમાં પોતે કયો કેસ કેવી રીતે લડ્યો તેનું વર્ણન પિતાને કરતો. પિતા એની બુદ્ધિ અને શકિતથી મુગ્ધ થતા. કોઇના ગુંચવાડાભર્યા દાવામાં પુત્ર વિજય અપાવતો તો તે વાત પુત્ર પિતાને ગૌરવભરી રીતે કહેતો.

*

### દાવો જીતાયો તે ખરાબ

વર્ષો લગી ચાલેલા વારસાને લગતા એક દાવામાં આ જુવાન ધારાશાસ્ત્રીને જીત મળી. તેણે તે વાત પિતાને કહી.

'અનેક વર્ષો થયાં આ દાવો જીતાતો ન હતો. આજે જીતાયો, તમને કેમ લાગે છે?' પુત્રે પિતાને પૂછ્યું, અને પિતાએ જવાબ દીધો. 'બહુ જ ખરાબ થયું, બેટા, બહુ જ ખરાબ થયું.'

'કેમ? શું ખરાબ થયું?' પુત્રે આતુરતા દાખવી.

*

### એમાંથી આ બધું થવું

'જો બેટા, સાંભળ' પિતાએ વાત કરવા માંડી. 'આ દાવો લડવાનું લઇને મેં મારી કારકિર્દી શરૂ કરી, તેમાંથી થોડું ધન મેળવી હું પરણી શકયો; તને સારી કેળવણી આપી શકયો અને તારી પોતાની પ્રેકટીસમાં પણ મદદ કરી શકયો અને તે શું કર્યું?' પિતાએ ભ્રકુટી ચઢાવી વાત લંબાવી 'ત્રણ અઠવાડિયામાં, તેં આપણને થતી મબલખ આવક બંધ કરી

**દીધી : જો દાવો ચાલ્યા કર્યો હોત તો તું અને તારાં પરીયાંના પરીયાં નભી શકત એટલું તું કમાયો હોત.'**



## લૉર્ડ બ્રેબોર્નને કાગળ

સ્વસ્તિ શ્રી બેલાર્ડપીયર બંદરે મહા શુભસ્થાને સર્વે શુભોપમા આપવા જોગ રાજરાજેન્દ્ર પ્રતિનિધિ, મુંબઈ સુબા માઈકલ હરબર્ટ રૂડોલ્ફ નેચબલ ઉર્ફે લોર્ડ બ્રેબોર્ન જોગ—

તમોને કોઈ દાડો મેં કાગર લયખો નથી પણ અવે જારે તમો અમને છોડીને ચાયલા તારે મરુજે એ બોલ કહી દેઉં એમ થીઆ કરતું છે ને તેથીજ મરુજે આ કાગર લયખો છે...

તમોને બે કલાક પર ટાઉન હોલમાં માનપતર મયલું તેથા એમ નખે માનતા જે મુંબઈના લોકો બહુ દલગીર થીઆ છે.

*

**એને ટેવ પડી ગઈ છે**

એ તો અમારી મંછીપાલીવારા ટેવઈ ગયલા છે જો: કોઈ ગવંડર જાય કે વાછડો જાય તારે એમના દલને દખ થાય છે ને કોઈ નવો આવે કે ની' તેના ઓવારણાં લે છે. તમે જાઓ તે અમને વહમ લાગે છે એમ માનપતરમાં કીધુંછ તે, બાઈને કહું જે, તદન ડીંગલ મારેલું છે જો. એવા તો કંઈ આયવા ને કંઈ ગીયા એ બધી વેરા એના દીલને દખ લાગેલું છે એટલે એ હાચેહાચુ છે એમ માનવાની ભૂલ ની' કરતા. હઉવે.

*

### તમોને વહસું લાગે તો

એ વાત તો હાચી જે આવડા મોટા ઇલાકાનો હાકેમ ચાયલો જાય તે હઇડે લાગે તો ખરૂં. પણ એ જાય તેને બદલે બીજો કાં નથી આવતો જો ! બે દાડા પેલ્લો આવીને લમ્લી બેઠેલો છે એટલે હઉના મનમાં આસ્વાસન છે જે ગવંડર નવો આયવો છે એટલે તમોને સુખેથી જવું હોય તાં જાઓ. તમોને જતાં વહમું લાગે તો છાતી પર પથરો રાખી ભાર કાઢી લાખજો.

તમો વેલાત જહો એટલે કે તમારા દેસમાં જહો એટલે હઉ ગમી જાહું; ફકર ન કરતા.

*

### હસમુખા ગવંડર

તમો બહુ ભલા મનીખ એ તો હું ધરમના સોગન ખાઇને કેઉ છું. તમારા જેવો હસમુખો ગવંડર એક લેસ્લી વીલ્સન ઉતો, ને બીજા તમે આયવા.

*

### સીનેમાનો શોખ

તમોને સીનેમાનો શોખ બી જબરો ઉતો. નવા નવા આયવા તીયારે કેટલા સીનેમા જોતા ઉતા : ને જુહુ પર ખાસ તંબુ રાખી રેતા ઉતા એ બી ની' વીસરાતુઃ ધરમના સોગન ખાઇને કઉં છું કે, એવો ગવંડર ની' આવે. મ્હેલ મ્હેલાત છોડીને જુહુને કિનારે કયો ગવંડર બે તન દાડા રે'વા જાય ?

ને તમારા આયવા પછી તમે મહાબલેશ્વર રેવાનું મકાન બી કાઢી લાયખું ને સાદાઇથી મુંબાઇમાં રીયા કરતા ઉતા તે હું કાં નથી જાણુતો જે ?

*

**બંગાળને ગમી જશો**

એ મહિના રહીને તમો આવવાના તો ખરા: અયલા ભાઇ, આ ઇલાકા પર રાજ કરવા ની' આવો ને બંગાલા જહો પન આવહો તો ખરા ને? તીયારે વરી પાછા મમ્બઇમાં તમને જોહું એટલે દિલમાં બહુ લાગતું નથી. તમો બંગાળ જહો તો તાં બહુ હાચવીને રેહો એની તો મનમાં ખાતરી છે જો. તાં એન્ડરસન નામનો ગવંડર છે પણ તે લોકોને ની' ગમતો જો, ને તમો ગમી જહો એમાં શંકા નથી એ ધરમના સોગન ખાઇને કઉં છું.

*

**ત્યાં જઇને શું કરશો?**

હાંઠ વરહ પર એવું થયલું. તાંનો ગવંડર ફારેગ થીઆ પછી મુંબઇ આવેલો. એનું નામ રીચાર્ડ ટેમ્પલ: તીયારનું એ ગવંડરનું નામ મમ્બઇ ખાતે જમા પડેલું એના બદલામાં મમ્બઇનો કોઇ ગવંડર જાય તો હિસાબ ઠીક થયો કેવાય પણ કોઇના જવાનું મન ની' ને જેનું મન હોય તેને વેલાતવારા મોકલે પણ ની' તમો જેવા ભલા મનીખને તાં મોકયલા તે હારૂ થીયું. હું તો બીજું હું કઉં? તાં જઇને ઝટપટ કાંગરેસવારા- ઓને પરધાનો કરી લાખહો, તો તમોને બી સાન્તી મળી જહે એમ ધરમના સોગન ખાઇને કઉં છું. માટે મારૂં ગરીબનું કહેવું માનજો. થોડુ લખયું ઘણું કરીને વાચજો.



## કળિયુગનું પ્રભાતિયું

અખિલ બ્રહ્માંડમાં એક સટ્ટો હરિ,
જુજવે રૂપ અનન્ત ભાસે;
ડીફર્ડ તું શેરમાં, સીડમાં અળસી તું
સીંગમાં મગફળી થઇ વિલાસે.

રૂ મહીં ભરૂચ તું, વીનીપેગ ઘઉં મહીં
ભાવ ઉડી જતા છેક સાંજે
વિવિધ વધઘટ થતી, રમત છે દિવસની
હોય સોદો ભલે એક આજે !

રૂખ તો એમ કહે, બોર્ડ પણ શાખ દે,
સેન્ચરી નાગપુર ભેદ ન્હોયે.
વેચવાલી થઇ નામ રૂપ જુજવા
અંતે તો શેરના શેર હોયે !

ખાધમાં લાભ તું, લાભમાં ખાધ તું,
જોઉં પટંતરો એજ પાસે
નથ્થુભાઇ ભણે, વલણની કામના
શેર લીધા પછી પ્રકટ થાશે !

*

**સદ્દાદેવની કૃપા**

હે સદ્દાદેવ, હું તમને નમન કરું છું !

ઇશ્વરની પેઠે તું પણ અવનવા રૂપ ધારણ કરીને સચરાચરમાં વિલસી રહ્યો છે અને જુદે જુદે નામે તારી અપરંપાર લીલા બતાવી રહ્યો છે, વિસ્તારી રહ્યો છે. ક્ષુદ્ર માનવજંતુઓ જેમણે તારી પુરેપુરી ભકિત કરી નથી અને અજ્ઞાનતાથી તારું સાચું સ્વરૂપ જેઓ જાણી શકયા નથી. તેઓ, હે સદ્દાદેવ, સૃષ્ટિ પર તેં કરેલા ઉપકારનો પાર પામી શકયા નથી.

અહો, તું કયાં કયાં અને કેવે કેવે સ્વરૂપે જણાય છે !

ભક્તને આધીન એવા ઓ સદ્દાદેવ ! શેર બજારમાં તું ડીફર્ડ રૂપે દેખાય છે, ને કોઇ ભક્ત ભલા ભલાની ભક્તિ મ્હાત કરે એવી રીતે તારૂં અહોરાત ભજન કરે ત્યારે તેના ભવની ભાવઠ તું ટાળે છે.

*

**મંદિર અને આરતી**

જેમ ઇશ્વરનું મંદિર હોય છે તેમ તારૂં પણ હે સદ્દાદેવ, મંદિર હોય છે. દલાલ સ્ટ્રીટના એ મંદિરમાં સવારે ને બપોરે બે વાર તારી આરતીઓ ઉતારાય છે ને ઘંટારવ થાય છે. મંદિરોમાં પુજનીકો અને ભાવિકો મોટેથી ભજનો અને આરતીઓ ગાય છે તેમ તારા ભકતો પણ ઘાંટા પાડી તારા જુજવા સ્વરૂપને ભજે છે. કોઇ સ્થળે તારૂં સ્વરૂપ તેજસ્વી બને તો તેની અને કોઇ સ્થળે ઝાંખુ પડે તો તેની કથા કહે છે અને તેનું રહસ્ય પામવા દલાલ પંડિતો સાથે વાદવિવાદ કરે છે.

*

**બીજા સ્વરૂપને ભજે તો**

**શંકરભક્ત** વિષ્ણુને ભજે તો વિષ્ણુ કૃપા ન પણ કરે આશિર્વાદ નયે આપે અને પોતાનો ભક્ત બીજા દેવને ભજવા જાય તેથી શંકર ક્રોધાયમાન થઈને પોતાના ભક્તને શાપ આપે એવું દ્વાપરયુગમાં બન્યું છે. તે પ્રમાણે આ કળિકાળમાં, હે સદ્દાદેવ, તું પણ કરી રહ્યો છે! શેરાધીદેવા, શેર બજારમાં તારા સ્વરૂપને–ડીફર્ડને ભજનાર કદીક શિવરી પહોંચી તારા બીજા સ્વરૂપ ભરૂચને ભજવા મંડી પડે ત્યારે ભરૂચ પણ તેના પર અવકૃપા કરે છે અને ડીફર્ડ પણ તેને શાપ આપે છે. આમ તું તો, એક અને અનન્ત છો છતાં, તારા એકજ સ્વરૂપને ભજનાર ભાવિકને તું રાજી કરે છે; તારા વિવિધ સ્વરૂપનો પાર પામવા મથતા માનવી પર તો કદાચ તારો કારમો ક્રોધ જ ઉતરે છે.

*

**ભકિતમાં વિઘન આવે તો**

હે દેવ! તારી ભક્તિમાં અજબ બુદ્ધિ, સંપૂર્ણ ધીરજ, અખંડ હિંમત અને મીઠા વાક્ચાતુર્યની જરૂર છે. કદીક તારી ભક્તિમાં, પુજા અર્ચનામાં, સમય કે સંજોગ સાધવામાં લેશ માત્ર વિઘન આવતાં તું ભકતને કારમો શ્રાપ દે છે અને તારી કૃપા મેળવી આ ભવ તરવા માટે કટિબદ્ધ થયલા લાખ્ખો માનવજંતુઓને તેં એવા શ્રાપ દીધા છેઃ ને છતાંય તેઓને તારી ભક્તિમાં ફરીફરીને લીન થતા જોઉં છું ત્યારે તારી ગહનતા સમજાતી નથી.

વિશ્વભરમાં વીચરી રહેલા હે સદ્દાદેવ, તારી પારાવાર શકતિને કોટી કોટી નમસ્કાર કરૂં છું!



## માનવ–પ્રાણી વચ્ચેની માયા

એ ૠણાનુબંધ જ કહેવાય.

સુરતના ઝવેરી વીરચંદભાઇ બિમાર પડે ત્યારે તેમની લાડીલી બકરી શોકાતુર બને ને નિ:શ્વાસ નાંખે, એ ઝવેરી અવસાન પામે ત્યારે તે આક્રન્દ કરે અને એમની શ્મશાનયાત્રામાં સામેલ થાય: અગ્નિદાહ દેવાતાં તે ચોધાર આંસુએ રડે. ડાઘુ તરિકે સ્નાન કરે એ વિચિત્ર લાગે છે પરંતુ એ ગયા જન્મની લેણાદેણીનો ચોકખો પુરાવો નથી શું ? ગયા જન્મમાં આ બકરી વીરચંદભાઇનું કોઇ સ્વજન હશે, મિત્ર કે સ્નેહી હશે અને વિધિ યોગે આ જન્મે તેઓ મળ્યા હશે ને તેમને ફરી માયા બંધાઇ હશે તેથી બકરીનો આત્મા, ઝવેરીના અવસાનને કારણે કકળી ઉઠ્યો એમ નથી લાગતું શું ?

*

### ઓની પાળેલી બીલાડી

પક્ષીઓ પ્રાણીઓમાં પણ માનવોમાં હોય છે તેવી લાગણી હોય છે એ દેખીતું છે તેમ વળી, પોતાના પ્યારા પાળેલા પ્રાણીઓના વિયોગે માનવીઓનાં હૃદય પણ દયાર્દ્ર બને છે એ સૌ જાણે છે. બરાબર બકરી જેવોજ દાખલો નનીતાલમાં એક શ્રીમંત કુટુંબમાં, આજથી આઠેક વર્ષ પર બનેલો: ત્યાં, કુટુંબના એકના એક વારસદારની ગંભીર માંદગી હતી. એ જુવાનની પત્ની ભારે શોકાતુર રહેતી હતી. એની પાળેલી બીલાડી એની પાસે ને પાસે રહેતી; અને કેમ જાણે તેને આશ્વાસન દેવા પ્રયત્ન ન કરતી હોય એમ લાગતું.

*

**સાથે જ પ્રાણ તજ્યા**

પેલો જુવાન મરી ગયો; તેની પત્નીને ખૂબ આઘાત થયો; ત્રણ ચાર દિવસ તેણે ખાધું પીધું નહિ. તેની મિત્ર બિલાડી પણ એવી જ ગમગીન રહી. ખૂબીની વાત તો એ હતી કે સગાંવ્હાલાં આ સ્ત્રીને આશ્વાસન આપતાં પરંતુ બિલાડી પાસે રહીને જે હુંફ દેતી તેજ એનું મન હળવું કરતી. થોડા દિવસમાં પતિ વિયોગે ઝુરતી પત્ની બિમાર પડી. પેલી બિલાડી પણ માંદી પડી.

—અને એક દિવસે સંધ્યાકાળે એ બન્નેએ સાથે પ્રાણ તજ્યા: બન્નેને એક જ ચિતા પર અગ્નિદાહ દેવાયો.

ખરેખર આગલે જન્મે એ બે સગી બ્હેનો કે સખીઓ હશે એ કલ્પનના પ્રચલિત થઇ ગઇ.

*

**સાધુ અને વાંદરો**

કવેટાનો સાધુ લછમનરામ તો જુવાન વયે સંસારની માયા તજી ચાલી નીકળ્યો હતો; પણ કોણ જાણે કયાંથી તેને એક વાંદરા સાથે મિત્રાચારી થઇ. એ વાંદરાને ગળે સાંકળ બાંધી તેણે તેને ફેરવવા માંડ્યો. સાધુની મઢુલીમાં વાંદરો શાક પાન ચુંટતો, દૂધ ગરમ કરવા મૂકયું હોય ને ઉભરાય એમ લાગે એટલે સાધુને ચેતવતો; કોઇ બ્હારથી મળવા આવ્યું હોય તો તે સાધુને મળવા જોગ છે કે કેમ તે એ નક્કી કરતો એટલું જ નહિ પણ શહેરમાં કોઇ પર ચીટ્ઠી ચપાટી લઇ જવાનું કામ પણ કરતો.

*

**રાતભર રોયા પછી**

એ વાંદરો એક વાર ઝાડ પરથી પડી જતાં ઘવાયો, તેનો પગ તુટી ગયો. સાધુએ તેની સારવાર કરી. પણ વાંદરો બીમાર પડ્યો. એની પથારી પાસે સાધુ કલાકો સુધી બેસતા અને પ્રભુપ્રાર્થના કરતા. વાંદરો પણ પ્રાર્થના કરતો. એક રાતે રાતભર વાંદરાએ આંસુ સાર્યાં. લછમનરામજી સમજી ગયા કે એની મૃત્યુઘડી સમીપ આવે છે. એને પંપાળ્યો, એને કપાળે હાથ ફેરવ્યો.

પણ વાંદરો એક ટસે સાધુ સામે જોઈ રહ્યો...ને ધ્રૂસકુ ખાતાં તેણે દેહ છોડ્યો.

ત્રણ દિવસ બાદ, અસહ્ય વિયોગવેદનાને કારણે સાધુએ પણ ફાની દુનિયા છોડી.



## લખાણને માટે કાગળને બદલે કાપડ કે ભીંત

'હીંગની ડબ્બી લઈ આવવાનું ભૂલી જશો, માટે રૂમાલે ગાંઠ બાંધી લેજો, યાદ આવશે' એવા ઉદ્‌ગાર સંભળાવી, આપણી સ્મૃતિ શક્તિનું અપમાન કરનારી ગૃહિણીઓ ઘેર ઘેર હશે. રૂમાલે ગાંઠ બાંધી રાખવાથી અમુક ચીજ યાદ આવે એવી ભાવના પ્રચલિત છે ખરી; પણ ઘણીવાર એવું બને છે કે, ગજવામાંથી રૂમાલ કાઢવાનો પ્રસંગ આવે નહિ તે પછી રૂમાલની ગાંઠ ક્યાંથી

દેખાય ?

આથી ભૂલાઈ જતી વસ્તુને યાદ રાખવા બીજા ઉપાય અજમાવવાની જરૂર છે.

*

**ખમીસની બાંય પર**

ખમીસની બાંયના કફ પર શેર બજારના ભાવ નોંધી રાખનાર શેરદલાલો લંડનમાં અને બર્લીનમાં છે; તેઓ ઝીણી પેન્સીલથી નાના અક્ષરે ભાવ લખી રાખે છે અને જ્યારે જરૂર પડે ત્યારે ટેબલ પર હાથ રાખી જોઈ લ્યે છે. સદ્‌ભાગ્યે, એ પ્રથા આ દેશમાં હજી પ્રચલિત નથીઃ નહિ તો કાગળના વેપારમાં મંદી આવત અને ધોબીની મુશ્કેલી વધ્યે જાત.

*

**પાટલુન પર બેટીંગ**

મુંબઈમાં સટ્ટા દરોડા પડે છે ત્યારે બેટીંગ સ્લીપો હાથ લાગે છેઃ અને એ સ્લીપો પરથી પકડાનાર માણસ સટ્ટાખોર છે એમ પોલિસ સાબીત કરે છે. આથી, સ્લીપોને બદલે બેટીંગ લખવા માટે પોતાના પાટલુનનો ઉપયોગ કરનાર એક સટ્ટાખોર નીકળ્યો છે, તેણે પાટલુન પર જ બેટીંગ લખી'તીઃ એ માણસને શું કરી શકાય ? અને એનાં પહેરેલાં વસ્ત્ર કાંઈ ઓછાં જડતીમાં લઈ જવાય ?

*

**ટેલીફોનના નંબરો**

ઘણી દેશી પેઢીઓમાં ભીંત પર ટેલીફોનના નંબરો અને તેની સામે ઓળખીતાનાં નામ લખેલાં જણાશે. ટેલીફોન કંપની' તરફથી ખાસ્સી દોઢ રતલની છાપેલા નંબરની તૈયાર

ચોપડી મફત મળે છે છતાં, જે નંબરોની વારંવાર જરૂર પડે તે નંબરો યાદ રાખવાને, તેની યાદી ભીંત પર કરવામાં આવે છે. એટલુંજ નહિ પણ રોજ બરોજ થતા વેચાણની નાની નોંધ જે પોકેટ ડાયરીમાં થઇ શકે તે પણ ભીંત પર જોવામાં આવે છે. તાકા ૧૦ લાનકલાકના જેશંગભાઇને, તાકા ૧૫ મરીના મોટી દુકાને હા. મેતાજી, તાકા ૧૩ વેલાતી ફેન્સી નવા માલના ગોદામ પર પાછાઃ આવી નોંધ, કાગળને બદલે ભીંત પર થાય છે,

*

નામોશિ વાય

નમો શિવાયઃ એવાં હજાર નામ ઉપરથી નીચે લગી આખી ભીંત પર લખનાર એક ભાવિક મેં નજરે જોયો છેઃ તે એક નવા મકાનમાં રહેવા ગયો ત્યારે અશકત હતો તેથી તેણે 'નમો શિવાયઃ' એટલું ભીંત પર એક હજાર વાર લખવા માટે એક જણ સાથે કોન્ટ્રેકટ કર્યો. પાકા રંગથી એ લખવાનું હતું; પેલાએ બસો નામ તો સરખી રીતે લખ્યાં પણ પછી નમો શિવાયઃ ને બદલે નામોશિ વાય એમ એ લખતો થઇ ગયો અને બાકીનાં આઠસો નામ એ રીતે જ લખાયાં, જે હજી કાયમ છે.

*

મસાલાના માપ માટે

અબુધ ધણીઆણી દાળ શાકમાં કેટલો મસાલો નાંખવો તે ન જાણતી હોવાથી એક પતિરાજે રસોડામાં ચુલાની સામે ભીંત પર ઘેરી પેન્સીલથી જાડા અક્ષરે એ માપ લખી દીધાં હતાં અને તેમ છતાં પણ એને સ્વાદીષ્ટ રસોઇ મળી નહિ ત્યારે એણે સ્રીને સખ્ત મારી હતી. એ કીસ્સો હજી તો પાંચ

વર્ષ પહેલાંજ શેખપુરાના ગામડામાં બની ગયો છે. એ પતિ સામે મુકદમો ચાલ્યો ત્યારે તેણે આ વાત કોર્ટમાં કહી હતી. પછી, પતિએ લખેલાં માપ બરાબર હતાં કે કેમ એ વિષે એક એક નીપુણાત રસોઇયાની જુબાની લેવાઇ.

અને જણાયું કે એ માપજ ખોટાં હતાં.



## ચઢી ગએલી ઉઘરાણીની વસુલાત

'ગયે વર્ષે દસ હજારની ઉઘરાણી બાકી હતી પણ આ વર્ષે સાત હજારની બાકી છે' એમ જણાવી એક વેપારીએ મને પોતે કરેલી કમાણીની વાત કહી. નવાઇ જેવું છે કે, બહાર ફરતી ઉઘરાણી ઓછી રહે એ અભિમાનનો વિષય બને છે.

*

### મુબારક નામો જાહેર થશે

કરીયાણાના એક મોટા વેપારીની વાત છે. થોડા વર્ષ પર, દીવાળી આવતા પહેલાં તેણે પોતાની દુકાન પર એક પાટીયા પર લખ્યું કે: 'આ દુકાનમાંથી માલ લઇ જનારાઓ-માંના ઘણાંને ત્યાં ઉઘરાણી બાકી છે. ધનતેરસ પહેલાં તે બધા પૈસા આપી નહિ જાય તો તેમનાં મુબારક નામો કાળીચૌદશને દિવસે અહીં આ પાટીયા પર જાહેર કરવામાં આવશે.'

પરીણામે, એની ઉઘરાણી, જરીયે તસ્દી લીધા વિના, એને દશ બાર દિવસમાં મળી ગઇ.

*

### ફોટોગ્રાફરના શો કેસમાં

માંચેસ્ટરના એક ફોટોગ્રાફરની પણ એવી વાત જાણીતી છે. તેને ત્યાં વિવિધ છબીઓ પડાવીને પૈસા આપવાના અખાડા કરતા ગ્રાહકો વધી જતાં તેણે એક યુક્તિ અજમાવી. પોતાના શો કેસમાં કેબીનેટ સાઇઝની ૨૪ છબી કોઇના મુખાર્વિંદની ન હતી. પણ દરેકની પીઠની જ હતી: તે શો કેસ નીચે ફોટોગ્રાફરે લખ્યું કે: 'જે ૨૪ પીઠની છબી અહીં રજૂ કરવામાં આવી છે, તે આ શહેરના જાણીતા શહેરીઓની છે. તે દરેક પાસે મારી મોટી રકમ લ્હેણી પડી છે. જો પહેલી તારીખ પહેલાં એ રકમ મને નહિ મળી જાય તો તે બધાંના ચ્હેરાની છબી આ શો કેસમાં રજૂ કરવામાં આવશે.' પરીણામે, એને પણ બધાં લ્હેણાં નાણાં મળી ગયાં.

*

### કાપડીયા સામેનો કેસ

બલ્ગેરીઆના એક ન્યાયાધીશને માથે ઘણું દેવું ચઢી ગયું હતુ કેમકે એની સ્ત્રી ઉડાઉ હતી. એક મોટા કાપડીયાને ત્યાંથી એ સ્ત્રી બેસુમાર કપડાં ખરીદતી, ઝવેરીને ત્યાંથી હજારોના દાગીના લાવતી. એમ ને એમ હજારોનું દેવું થયું. ન્યાયાધીશ તે ભરપાઇ કરી શક્યો નહિ. હવે બન્યું એવું કે એક ગંભીર ગુન્હાસર પેલા કાપડીયા સામે મુકદમો મંડાયો. કાપડીયો ગુન્હેગાર ઠરે એવી બધી જુબાનીઓ રજૂ થઇ પણ ન્યાયાધીશ ચુકાદો આપે તે પહેલાં કાપડીયાએ ખીસામાંથી,

ન્યાયાધીશને નામે લ્હેણી રકમ હતી તે બધાના આંકડા કાઢી તપાસવા માંડયા: આંગળીને વેઢે રકમ ગણવા માંડી. ન્યાયાધીશ અનિમીષ નેત્રે જોઇ રહ્યા અને એમણે ચુકાદો આપ્યો. કાપડીયાને નિર્દોષ ઠેરવ્યો.

*

**રમખાણ કર્યું એમ લખીશ**

ફ્રાન્સના એક અખબારનો તંત્રી ખૂબ દેવાદાર હતો અને તેને ઉઘરાણીવાળા સતાવતા. થોડા ઉઘરાણીવાળાઓએ તો તેને લેખીત અલ્ટીમેટમ આપ્યું હતું કે, 'હવે આઠ દિવસમાં જો અમારાં નાણાં પાછાં નહિ મળે તો અમે જોવા જેવું કરશું' આ અલ્ટીમેટમથી તે ગભરાયો. પણ તેને સદ્‌ભાગ્યે અલ્ટીમેટમ પુરૂં થતાં શહેરમાં રમખાણ થયું એટલે તેણે તરત જ આ બધા ઉઘરાણીવાળાઓને બોલાવી કહ્યું, આ રમખાણ માટે તમેજ જવાબદાર છો, તમે મને અલ્ટીમેટમ આપ્યું હતું કે આઠ દિવસમાં નાણાં નહિ મળે તો જોવા જેવું કરશું, એટલે મારી પવિત્ર ફરજ છે કે તમારાં તોફાનીઓનાં નામ જાહેર કરવા આવતી કાલે મારા પત્રમાં આ અલ્ટીમેટમ છાપી ઉપર મથાળું કરીશ કે 'અલ્ટીમેટમ આપી આઠ દિવસ પછી જેમણે રમખાણ મચાવ્યું'

બીકણ ઉઘરાણીવાળાઓ ડરી ગયા અને તંત્રીને તેમણે ઉઘરાણીમાંથી મૂકત કર્યો.



## ધાપ મારતાં શીખો

જો લે સાંજે એક કાપડીયાની દુકાને હું ગયો ત્યારે ત્યાં મેં ધારી તેટલી ગીરદી ન હતી અને તેથીજ મને ખરીદી કરતાં ફાવ્યું. પણ, ખરીદી કરતાં કાપડીઆની પ્રચારકાર્યની રીત જાણી હું સ્તબ્ધ થયો. પોતાને ત્યાં આવેલા ચાર છ ઘરાકોને તે કહેતો કે, 'સાહેબ, બધા આજ દુકાને આવે છે. ગયે મહીને મારે ત્યાં ૪૩૭૨ ઘરાક આવ્યા હતા. આ મહીને દશ હજાર ઘરાક મારે ત્યાં આવે એવું કરવું છે. આ મહીને દીવાળી છે એટલે વાંધો નહિ આવે. કીફાયત ભાવ અને પ્રમાણીકતા અમારો મુદ્રાલેખ છે.'

કોનો નથી હોતો ?

*

### વાત માટે ફુરસદ રહે ?

હું એ કાપડીયાને ઓળખતો હતો. પેલા ઘરાકો ગયા ત્યારે મેં પૂછ્યું: 'પણ ગયા મહીનામાં ઘરાકોની અમુક સંખ્યા દુકાને આવી તેની ગણત્રી તેં ભલી કરી રાખી ?'

'અરે સાહેબ' તે બોલ્યો: 'મેં ધાપ મારી: અમુક ચોક્કસ આંકડો ૪૩૭૨ નો કહ્યો એટલે એ લોકો માને. બાકી સાહેબ, એટલી ઘરાકી હોય તો તમારી સાથે આટલી વાત કરવાની ફુરસદ પણ મળે ખરી ?

*

મોટરનો નંબર

વાત સાચી છે. કેટલીકવાર આમ ધાપ મારવાથી કામ થઇ જાય છે. એક મોટી ઓફીસમાં તાજેતરમાં એક કલાર્કની જગ્યા ખાલી હતી એ માટે ઘણા ઉમેદવારો હતા, પણ મેનેજરને કોઇ પસંદ પડ્યા નહિ. એક ઉમેદવારને તેમણે મળવા બોલાવ્યો.

'મારી સામે બેસ' મેનેજરે કહ્યું. અને અદબથી ટટાર છતાં વિનયપૂર્વક બેઠેલા એ ઉમેદવારને એ જોઇ રહ્યો. સામેની બારી આગળથી એક મોટર એવામાં પસાર થઇ. તે તેમણે બંનેએ જોઇ.

'આ જે મોટર ગઇ તેનો નંબર શું હતો, કંઇ ખબર પડી?' મેનેજરે ઉમેદવારને પૂછ્યું. 'જી, હા' પેલાએ જવાબ દીધો: 'વાય ૧૦૩૨૫'

મેનેજર સાંભળી રહ્યો. તેણે કહ્યું: 'તમને હું નોકરીમાં રાખું છું.'

*

હેડકલાર્કની ફરીયાદ

આમ ઉમેદવારને નોકરી મળી ગઇ. તે પછી હેડકલાર્કે મેનેજરને પૂછ્યું 'પણ, બે સેકન્ડમાં તે શી રીતે નંબર જુએ? સાચેજ તેણે ધાપ મારી: છતાં તમે માની લીધું એ અજબ જેવું છે.'

'હું જાણું છું કે તેણે ધાપ મારી હતી' મેનેજરે કહ્યું; 'પણ તરત જ યોગ્ય જવાબ આપવાની તેની આવડત આપણને કામ લાગશે!'

*

રાજનગરમાં કાગડા કેટલા?

આવા હાજર જવાબ આપવામાં બીરબલ જેવો કોઇ

નહિ હોય. એક વાર, કહે છે કે, બાદશાહ અકબરે તેને પૂછ્યું: 'બીરબલ, આજે તારી કસોટી કરવી છે. બોલ, આપણા આ રાજનગરમાં કાગડા કેટલા?'

'૮૨૮૧૨' બીરબલે તરત જ જવાબ દીધો. અકબર સડકુજ થઇ ગયો. 'ખોટી વાત. આટલો જલદી તું કેવી રીતે જવાબ આપી શકે?'

'જહાંપનાહ! મેં ગણી રાખ્યા છે અને મારો આંકડો સાચો છે. તેમ છતાં આપને એ ખોટો લાગતો હોય તો તમે જાતે ગણી ખાત્રી કરી લ્યો' તેણે જવાબ દીધો.

*

## ભીખારીઓની પીડા

એવી જ રીતે, મુંબઇમાં ભીખારી કેટલા એમ કોઇ પૂછે તો તમે ગમે તે આંકડો કહી શકો: કોઇ ચીવટ માણસ, તેમ છતાં ગણી આવે અને તમારી ગણત્રી કરતાં તેની સંખ્યા વધી જાય તો તમે કહી શકો કે ભીખારીઓની ગણત્રી મેં કરી તે પછી બીજા આવી ગયા હશે. ઓછા નીકળે તો કહેવું કે, તમે બગ ભીખારી કયાં ગણ્યા છે?

હમણાં હમણાં તો ભીખારીઓને ભારે કનડગત થાય છે. અહીં કરતાં કલકત્તામાં તેમનો ત્રાસ વધારે છે. તાજેતરમાં ત્યાં સેંકડો ભીખારીઓની ધરપકડ થઇ હતી. તેમની સ્વતંત્રતા પર આમ ત્રાપ પડી છે અને જોતજોતામાં, એમના પરગામના સાથીઓ આ ધરપકડ સામે વિરોધ જાહેર કરવાને સભા ભરે તો નવાઇ નહિ.



## નાગની છત્રછાયા

મણિધર નાગ કોઇ રમત રમતા બાળકના શીર પર ઝુલતો હોય તો તે સદ્દભાગ્યની નિશાની છે; કહેવાય છે કે એ બાળક ચક્રવર્તિ થાય, બાલિકા હોય તો સામ્રાજ્ઞી થાય: બાદશાહ જહાંગીરની સુવિખ્યાત પ્રયિતમા નૂરજહાં બાળક હતી ત્યારે, તેની ગરીબ માતા એક ઝાડની છાયા હેઠળ તેને મૂકીને કામે ગઇ હતી. કોઇ ફણીધર નાગે એ બાળકીનું રક્ષણ કર્યું હતું એવી ઇતિહાસ કથા છે: પણ, બરાબર એવોજ સાચો દાખલો તાજેતરમાં નોઆખલી પાસે બન્યો છે.

*

### નોઆખલીનો બનાવ

ત્યાં પાસેના ગામ હઝારીપરામાં રેવન્તીકાન્ત વર્મા નામના માણસની પત્નીએ ચાર માસ પર એક પુત્રને જન્મ આપ્યો. થોડાજ દિવસ પર એ બાળક પર એક નાગ ફેણ કરતો દેખાયો. માતા ગભરાઇ. કહે છે કે બાળક ઊંઘતું હોય, ઓરડામાં એકલું રમતું હોય ત્યારે નાગ તેનું રક્ષણ કરવા આવતો. બાળકને એ ડંશ દેશે એ ભયે ઘરના માણસોએ તેને મારી નાખ્યો ને બાઇ બાળકને લઇ, પતિને ઘેર નંદનપુર ગઇ; પણ નવાઇની વાત છે કે ત્યાં પણ એક બીજો નાગ એ બાળકનું રક્ષણ કરે છે.

હવે ઘરના માણસો નાગનું સારી પેઠે જતન કરશે.

એ બાળક કોઇ મહાપેરાક્રમી અને યશસ્વી નર નીવડશે ખરો ?

*

**બાળક સાથે દોસ્તી**

ત્રણ વર્ષ પર મછલીપટ્ટમમાં બે વર્ષના એક બાળકને અજાણતાં જ એક નાગ જોડે રમતાં જોવામાં આવ્યો હતો. એ બાળકને અને નાગને દોસ્તી થઈ. કલાકેક પછી માતાને ખબર પડી કે બાળક નાગ જોડે રમે છે. તે ગભરાઈ. નાગ ખસી ગયો ત્યારે સમયસૂચકતા વાપરી બાળકને ઉંચકી લઈ, એ બાઈ પાડોશીની શેરીમાં પોતાના સગાને ત્યાં તેને મૂકી આવી, પણ રાત પડી, દીવા બુઝાયા અને સહુ સુઈ ગયા ત્યારે બાળકની પથારીમાં બાળક સાથે પેલો નાગ દેખાયો. એની ગોદમાં લપાઈને નાગ પણ નીરાંતે ઊંઘતો હતો.

તે પછી મદારી પાસે પકડાવી તેને લઈ જવામાં આવ્યો ત્યારે જ સૌનો ગભરાટ ઓછો થયો હતો. પણ નથી લાગતું કે આગલા જન્મમાં એ બાળક કયાં તો નાગનો પ્રિય સંબંધી હશે અથવા તો તેના શીર પર ફેણ પાથરી તેને સદ્ભાગી કરવા આવ્યો હશે ?

*

**પગે વીંટળાઈ ગયો**

એવોજ એક બનાવ કલોલમાં થોડા વખત પર બનેલો એ કદાચ સૌને યાદ હશે. ત્યાં એક બાઈને પગે સાપ કરડયો અને પછી વીંટળાઈ વળ્યો. એ બાઈ આથી મરી ગઈ. આવા બનાવ સામાન્ય છે પણ આશ્ચર્યજનક તો એ છે કે, બીજે દિવસે એ સાપે પાછી દેખા દીધી અને આ બાઈના પતિના ખાટલા ફરતા તેણે આંટા દીધા પણ મદારી તેને પકડી લઈ ગયો. કદાચ પેલી બાઈની શોક હોય તેથી તે સાપ રૂપે અવતરી તેને પગે વીંટળાઈ ગઈ હોય અને પછી સાપના અવતારે જ એના પતિની પ્રદક્ષીણા તે ફરી નહિ ગઈ હોય ?

*

**બિકાનેરના રાજવીને**

બિકાનેરના મહારાજા બે વર્ષ પર વિલાયતમાં હતા ત્યારે ત્યાંના એક અખબારે એમના એક અનુભવની વાત છાપેલી. તેઓ એક સવારે નાસ્તો લેવા ટેબલ સામે આવીને ખુરસી પર બેસતાંજ તેમને કંઈક સળવળાટ થયો. બેઠકમાં કાંઇ વસ્તુ ભરાઇ હાલતી જણાઇ. તેમણે પોતાનું ભારેખમ શરીર વધારે દબાવ્યું ને જોરથી બેઠક પર બેઠા પણ ઓચિંતાં તેમને ઉભા થવું પડયું. અને સાચેજ તેઓ ચોંકયા.

એ રાજવીની મનોહર ખુરસી પર એક નાનો સાપ હતો. તે કરડે તો તેના ઝેરથી એક મીનીટમાં મૃત્યું થાય એવો તે ભયંકર હતો.

બિકાનેરનરેશે પગમાંથી જોડો કાઢી તેને ત્યાં ને ત્યાં મારી નાંખ્યો.

ગયા જન્મનું કંઇક વેર લેવા તો તે ત્યાં નહિ બેઠો હોય ?



## લડાઇનાં નવાં શસ્ત્રો

જયારે બોમ્બ કે ઝેરી ગેસ ન હતા ત્યારે ભાલા બરછી તલવાર બંદુકથી લડાઇ થતી; તે જોવા જેવી એટલું જ નહિ પણ હાથી ઘોડા કે ઊંટ પણ લડાઇમાં ખૂબ કામ લાગતાં. એક પ્રાણી તો ખુદ શસ્ત્રરૂપે અજમાવાતું—તે ઝેરી સાપ. એક મોટી માટલીમાં ૧૫–૨૦ ઝેરી

**ઝેરી સાપની માટલીઓ**

જ્યારે બોમ્બ કે ઝેરી ગેસ ન હતા ત્યારે ભાલા બરછી ને તલવાર બંદુકથી લડાઇ થતી; તે જોવા જેવી થતી, એટલું જ નહિ પણ હાથી ઘોડા કે ઊંટ પણ લડાઇમાં ખૂબ કામ લાગતાં. એક પ્રાણી તો ખુદ શસ્ત્રરૂપે અજમાવાતું–તે ઝેરી સાપ. એક મોટી માટલીમાં ૧૫–૨૦ ઝેરી સાપ ભરીને દુશ્મનો તે માટલી કીલ્લાની દીવાલ પર મૂકી આવતા. એવી હજાર બે હજાર માટલીઓ હોય તો એક લાખ ઝેરી સાપ એ માટલીઓમાં ગોંધાયા હોય. એ માટલીઓ લાકડીથી હડસેલી દેવાય: નગરમાં માટલી પડતાં જ તે ફુટી જાય અને ઝેરી સાપ નગરમાં ફેલાઇ લોકોને–ખાસ કરીને સૈનિકોને ડંશ દે. આ રીતે સૈનિકોનો નાશ થાય અને દુશ્મનો પછી, નગરદ્વાર સામે લડી દ્વાર તોડી અંદર પ્રવેશે અને નગરનો કબજો લે.

*

**કીડીઓ અને ઉંદર**

આવી રીતે જીવજંતુનો ઉપયોગ શસ્ત્રરૂપે કરવાના સફળ અખતરા ઘણે ઠેકાણે થયા છે. કીડીઓના સૈન્યે કાળા નાગને ચટકા ભરી મારી નાંખ્યો એ વાર્તા જીવરામ મહેતાજીએ મને સાઠ વાર કહી હતી, પણ તે પછી કીડીઓના સૈન્યે સત્તાવીશ માણસના એક ગર્ભશ્રીમંત કુટુંબને ઘરમાંથી હદપાર કર્યું એ મેં નજરે જોયું છે. તેમ વળી ચાર વર્ષ પર અહમદનગર પાસે એક ગામડામાં પાડોશી સાથે લડાઇ થતાં એક દુકાનદારે તેને ત્યાં એક રાતે બાર મોટા ઉંદરો મૂકી આવીને તેને મહિના સુધી હેરાન કર્યો એ વાત તે વેળા છાપે ચઢી હતી. કોર્ટમાં કેસ ચાલતાં એ દુકાનદારે એકરાર કરી માફી પણ માગી હતી.

*

**મીલ હડતાળ દરમ્યાન**

અમેરીકામાં તાજેતરમાં એક જંગી મીલ હડતાળ પડેલી ત્યારે હડતાળીઆઓએ નવો ઉપાય અજમાવેલો—મધમાખનો શસ્ત્ર તરીકે ઉપયોગ કરવાનો. પોલીસ સીપાઇની મોટી ફોજ સાથે, મીલની બ્હારના ચોગાનમાં, હડતાળીઆઓને જબ્બર ઝપાઝપી થઇ. સીપાઇઓ પાસે તો હાથદંડા હતા, રીવોલ્વરો હતી, હડતાળીઆઓ પાસે તો કાંઇજ શસ્ત્ર હોઇ શકે નહિ, પણ કેટલાક બુદ્ધિશાળી હડતાળીઆઓએ નવો ઉપાય અજમાવ્યો હતો.

*

**મધમાખો છૂટી મૂકી**

સીપાઇઓએ જ્યારે એમના પ્રત્યે આક્રમણ કરવા માંડ્યું ત્યારે બે મોટી પેટીઓ ઉપાડીને હડતાળીઆઓએ સીપાઇઓ પર ફેંકીઃ એ પેટી તકલાદી પાતળાં પાટીઆંની હતી અને તેમાં સેંકડો મોટી મધમાખો હતી; પેટી નીચે પડતાંજ ભાંગી ગઇ અને મધમાખોએ આઝાદીનું વાતાવરણ અનુભવ્યું. એ મધમાખોએ સીપાઇઓના ચ્હેરા પર એટલા બધા ચટકા ભર્યા કે સૌનાં મ્હોં સુઝી ગયાં, અને પરિણામે તેઓ છૂટયા.

*

**આયાત પર જકાત**

બીજે દિવસે સીપાઇઓ મોટા પ્રમાણમાં ગેરહાજર રહ્યા. તેમના ચહેરા સુઝી ગયા હતા. હડતાળીઆ આ રીતે વિજયી નીવડયા એટલું જ નહિ પણ ત્યાંના પોલીસ અધિકારીએ તે પછી હરેક હડતાળીઆને મધમાખ રાખવાનો પ્રતિબંધ કર્યો.

એમ જણાય છે કે, હવે ત્યાં બહારગામથી મધમાખ

લાવવા સામે આકરો કાયદો થશે. મધમાખ પર મોટી જકાત લેવાનો ત્યાંની મ્યુનીસીપાલીટી કાયદો ઘડનાર છે તેમ છતાં, મધમાખો લાવવામાં આવશે તો તેમને 'ભયંકર પદાર્થ' તરીકે ગણીને તેને જાહેર સ્થળે રાખવાની મના કરવામાં આવનાર છે.



## દાણચોરીના અજબ કિસ્સા

દાણચોરી કરનારા પણ કેવી જાત જાતની તરકીબ અજમાવે છે તેના એક રસિક કિસ્સાની વિગતો રંગુનથી મળે છે. એમ જણાયું છે કે, ત્યાં એક બનાવટી વેપારીએ ૧૪ ક્રીકેટ બેટ મંગાવ્યાં: એ બેટમાં કોઇ વ્હેમ પડે એવું ન હતું–તેમનાં વજન પણ બરાબર હતાં. પરંતુ તેમના હાથા પોલા હતા અને તેમાં એક–એક રતલ અફીણ હતું. એ અફીણ જકાત વિના પસાર કરી દેવાનો આ કીમીયો અજોડ તો નથી, પણ નવાઇ પમાડે તેવો તો છેજ. કહે છે કે લગભગ હજાર રૂપિયાનો એ માલ, જો જકાત ખાતાની તકેદારી ના હોત તો પસાર થઇ જાત.

*

**ચંદ્રનગરમાંથી**

પોર્ચુગીઝ હીંદમાંથી બ્રીટીશ હીંદમાં ઘણી ચીજો જકાત વિના આવે છે. ચન્દ્રનગરથી રેશમી કાપડ લાવવામાં આવે છે. કેટલીક વાર પાતળા છોકરા એકાએક જાડા થઇ જાય છે.

તેમનાં ખમીસ અને પાટલુન હેઠળ રેશમી કાપડના તાકા એવી સરસ રીતે વીંટાળાય છે કે ખબર પણ ન પડે અને તેના પર તે છોકરાઓને કપડાં પહેરાવાય છે. આવા છોકરાઓ ત્યાં પકડાયા હતા. તેમાંના એક જણે તો ૪૦ વારનો તાકો પોતાના શરીર પર વીંટાળ્યો હતો.

*

**ઠાઠડીમાં મુડદું ન હતું**

ચન્દ્રનગરમાં ઉત્તર હિન્દના કેટલાક માણસોએ શબ સરઘસ કાઢ્યું હતું; તેના પર ફૂલગુલાલ હતાં; કીર્તન ગાતા ડાઘુઓ ચાલતા હતા. જ્યારે એ ઠાઠડી નીચે મૂકવામાં આવી ત્યારે જકાત ખાતાના માણસોને ચોકસાઈ કરતા જોઈ માત્ર ડાઘુઓ જ નહિ પણ ઠાઠડી ઉંચકનારા ચાર માણસો પણ નાસી ગયા. ઠાઠડી છોડવામાં આવી ત્યારે ફૂલ હેઠળથી શબ નીકળ્યું નહિ પણ શબના આકારમાં સવ્યવસ્થિત રીતે રજૂ થએલા રેશમી કાપડનાં બંડલો મળ્યાં.

*

**ઢોલ કેમ વાગ્યું નહિ?**

બીજો એક પ્રસંગ પણ એવો જ બન્યો. રસ્તે ગાનારાઓની એક ટુકડી બેંડ વાજાના સાજ સાથે વૈષ્ણવ ભજનો ગાતી નીકળી હતી. એ ટુકડીને અટકાવવામાં આવી, કેમકે તેમાંના એક જણ પાસેનું ઢોલ બરાબર વાગતું ન હતું. જ્યારે એ ઢોલને તપાસવામાં આવ્યું ત્યારે જણાયું કે તેની બખોલમાં રેશમી કાપડ ભરેલું હતું.

*

**દૂધના ડબ્બામાં**

અને એવી તો કંઈક યુક્તિ પોર્ચુગીઝ હદમાં અજમાવાય

છે. સામાન્ય રીતે ત્યાંથી રોજ હજારો મોટા ડબ્બાઓમાં દૂધ કલકત્તા જાય છે. એક ઉરીયા દૂધવાળો માનકુંડા સ્ટેશને પોતાના દૂધના ડબ્બા સાથે ઉભો રહી ટ્રેનની રાહ જોતો હતો. જો અધિકારીની ચાંપતી નજર ન પડી હોત તો સ્હેલાઇથી ટ્રેન આવતાં તેમાં તે ચઢી જાત પણ અધિકારીએ તેનો ડબ્બો ઉંધો વાળ્યો. 'દૂધ છે, સાહેબ! દૂધ' એક દૂધવાળાએ કહ્યું અને તે વાત સાચી હતી. દૂધ હતું પણ ડબ્બાના નીચેના ભાગમાં રેશમી કાપડના કટકા હતા. દૂધ અને કાપડના કટકા વચ્ચે સફાઇબંધ બે ભાગ રચવામાં આવ્યા હતા. કટકાને દૂધનો છાંટો પણ સ્પર્શ્યો ન હતો.

*

### કોળાને જોયું ત્યારે

ઘઉં ચોખા કે ચણાની ગુણોમાં રેશમી કાપડનાં અનેક બંડલો લઇ જવાય છે. અરે, કોળાની ગુણો પણ કલકત્તા જાય છે તેમાં ય રેશમી કાપડ સેરવી દેવાય છે. એ બધાંને ચઢી જાય તેવી એક રીત છે તે આ: થોડા દિવસ પર એક મોટું કોળું આ દાણચોરી કરનારાઓનું ભોગ બન્યું. એ કોળું ચંદ્રનગરના પ્લૅટફોર્મ પર પડેલું હતું. જ્યારે ટ્રેન આવી ત્યારે એ કોળું લઇને એક માણસ ઝડપથી ટ્રેનમાં બેઠો; અધિકારી ચાલતી ટ્રેને ચઢ્યો. કોળું બરાબર તપાસ્યું તો તે ખાલી કોળાની બખોલમાંથી રેશમી કાપડનું મોટું બંડલ હાથ લાગ્યું. ઉતારુઓ પણ એ જોઇ નવાઇ પામ્યા.

## વાછરડાની ચોરી

આંતિક રાજ્યવહિવટની લગામ પોતાના હાથમાં આવ્યા પછી એ તંત્રમાં લાંચરૂશ્વત ઓછી કરવાની નેમ મહાસભાવાદીઓએ વ્યક્ત કરી છે. એ નેમ પાર પાડવી કપરી છે, કેમકે એવા ગુન્હા પકડવા જ મુશ્કેલ છે: તેમ છતાં બિહાર સરકારના આબકારી ખાતાના પ્રધાન ઓનરેબલ શ્રી. જગલાલ ચૌધરી જેઓ હરિજન છે તેમણે લાંચનો એક કિસ્સો બડી સીફતથી પકડ્યાની રસિક ઘટના બહાર આવી છે. એ કિસ્સો વાંચીને બીજા પ્રાંતના મહાસભાવાદી પ્રધાનો તેમ કરવા માંડશે તો તેઓ ધારેલી નેમ પાર પાડશે એમાં શંકા નથી.

*

**પ્રધાનની યુક્તિ**

એક ઠેકાણે થાણેદાર રૂશ્વતખોર છે એવી બાતમી શ્રી. ચૌધરીને મળી હતી. દિન પર દિન એની સામે ખૂબ ફરિયાદો પણ આવ્યે જ જતી હતી. શ્રી. ચૌધરી કોઇને કાંઇ જવાબ ન આપતાં એક દિવસે સાધારણ પોષાકમાં એ થાણેદાર પાસે ગયા અને તેને ખૂબ ઝુકીને નમન કરી, બે હાથ જોડી ઉભા રહ્યા; દયામણું મુખ કરીને થાણેદાર સામે નીરખી રહ્યા.

'શું છે ?' દમામથી થાણેદારે પૂછ્યું.

'સરકાર, એક રીપોર્ટ લખવાનો છે.' શ્રી. ચૌધરીએ જણાવ્યું.

'શું રીપોર્ટ છે ?' એવા થાણેદારના પ્રશ્નના જવાબમાં શ્રી. ચૌધરીએ કહ્યું: 'હજુર ! એક વાછરડાની ચોરી થઇ છે.'

થાણેદારે બેદરકારી બતાવી અને રોફથી કહ્યું: 'ચલ જા, અહીંથી! કયાંક ચરવા ગયો હશે: જા, ચાલ્યો જા.'

*

**આ કોંગ્રેસ આશ્રમ છે?**

'ના સરકાર, બહુ તપાસ કરી: એને કોઈ ચોરી ગયું છે.' એમ ખૂબ દીનભાવે શ્રી૦ ચૌધરીએ કહ્યું, અને ઘણી આજીજી કરી ત્યારે પણ થાણેદાર કડકાઈથી બોલ્યો: 'તારા વાછરડાની ચોરીનો રીપોર્ટ હું લખું, તે પછી તેની શોધખોળ કરું: કેમ જાણે તારો નોકર ન હોઉં. ચલ, જા, અહીંથી!'

'વાછરડો ઘણો મોટો ને જુવાન હતો; સાહેબ, મહેરબાની કરો: એટલો વાછરડો શોધાવી દો' એમ કહી શ્રી. ચૌધરી માથે હાથ દઈ બેઠા–લાચાર સ્થિતિમાં.

થાણેદારે કહ્યું: 'એઈ, આ તો થાણું છે, કાંઈ કોંગ્રેસ આશ્રમ નથી. સમજ્યો? કાંઈ આપવું હોય તો આપ નહિ તો બહાર નીકળ.'

એટલે શ્રી. ચૌધરીએ જેમતેમ બે રૂપિયા કાઢી આપ્યા. 'ઓહો, જાણે મને દાન કરે છે!' એમ કહી થાણેદારે તે રૂપિયા ફેંકી દીધા.

*

**ધંધો મીનીસ્ટ્રીનો**

આથી શ્રી. ચૌધરીએ વળી એક રૂપિયો આપ્યો પણ પેલો રાજી ન થયો. છેવટે ચાર રૂપિયામાં નક્કી થયું અને એ રૂપિયા મળ્યા એટલે થાણેદાર રીપોર્ટ લખવા બેઠા.

'તમારું નામ?' થાણેદારે પૂછ્યું.

'જગલાલ ચૌધરી' જવાબ મળ્યો.

'જાત કોણ ?'

'પારસી'

'ધંધો ?'

'ધંધો...તો...' ચૌધરી વિચાર કરી કહેવા લાગ્યાઃ 'ધંધો મીનીસ્ટ્રીનો.'

'શું કહ્યું ? મીસ્ત્રીનો ?' થાણેદારે પૂછ્યું.

'નહિ, સરકાર, મીનીસ્ટ્રીનો' જવાબ મળ્યો.

*

**ગાત્ર ઢીલા થયા**

થાણેદારને નવાઈ લાગી. તેણે પૂછ્યું 'મીનીસ્ટ્રી, વળી શું ?'

'આબકારીની મીનીસ્ટ્રી, સાહેબ' પ્રધાને જવાબ દીધો.

થાણેદાર ગભરાયો. એને કાંઈક ગંધ આવી. તેણે પૂછ્યુંઃ 'હાં, પણ એમાં કરવાનું શું ?'

'કરવાનું કંઈજ નહિ' શ્રી. ચૌધરીએ કહ્યું. 'આબકારી ખાતાનો હું પ્રધાન છું. મારો વાછરડો.—'

પણ એ વાકય પુરૂં થાય તે પહેલાં તો થાણેદારનાં ગાત્ર કંપવા લાગ્યાં.

'ત્યારે તમે...' તે બોલવા માંડયો 'તમે...હજુર, સરકાર ઓનરેબલ મીનીસ્ટર જગલાલ ચૌધરી ?'

'હાજી, હું જ' એ ઉત્તર સાંભળી થાણેદાર અતિશય ગભરાયો.

પણ, એ પ્રધાન ઉદાર દિલના છે. એમણે એને ક્ષમા કરી નજીવી સજા કરી.



## દીકરાની ચિંતા

'હવે મારાથી કામ થતું નથી અને મારો દીકરો સારું કમાય છે છતાં મને દેશમાં દશ રૂપિયા–ખર્ચ જેટલા પણ મોકલતો નથી, તમો મહેરબાન એને સમજાવી શકો તો સારું' એવી મતલબનો નિવૃત્તિ સેવતા એક વૃદ્ધ આદમીનો પત્ર અહીંના એક વેપારી પર આવ્યો છે. તેમણે મને પૂછ્યું: 'આ છોકરાને કેમ સમજાવી શકાય? એના બાપને પણ એ ન નભાવે એ કેવું ખોટું?'

મને પણ લાગ્યું કે ઘણું ખોટું: ને તેથી એક ઉદાહરણ મને સાંભર્યું તે મેં તેમને કહી સંભળાવ્યું.

*

**એજ લત્તામાં દુકાન**

એ ઉદાહરણ આ છે:

ઇંગ્લાંડમાં લૉર્ડ ઓડલી નામનો સુવિખ્યાત માણસ થઈ ગયો. તેના બુઝર્ગ પિતા ટીકનેસીને તે નિભાવ ખર્ચ આપતો નહિ. 'મને ગુજરાન પુરતું તો આપતો જા, બેટા' એવા પત્રો તેણે લખ્યા પણ ઓડલી એકનો બે ન થયો નહિ ત્યારે, ઓડલી રહેતો હતો એજ લત્તાને નાકે ટીકનેસીએ એક દુકાન ભાડે રાખી અને ત્યાં મોટું પાટીયું માર્યું કે 'આ દુકાનમાં નવા જોડા બનાવાય છે, જૂનાં ખાસડાં સમારાય છે. કારીગર–ફીલીપ ટેકનીસી: લૉર્ડ ઓડલીનો પિતા.'

—કહેવાની જરૂર નથી કે, આ દુકાન કાઢી નાખવાની શરતે, એ ડોસાને જોઈએ તે બધું જ જીંદગી પર્યંત દીકરાએ આપ્યું.

*

**મરણની ઘડી લગી**

પોતાનાં માતપિતા માટે દમડી ખર્ચવાની દાનત નહિ રાખનારા માણસો હોય છે, એટલું જ નહિ પણ કેટલાક તો પોતાને માટે પણ જરૂરી ખર્ચ કરતા હોતા નથી. સુવિખ્યાત ફ્રેન્ચ સંગીતકાર પાગાનીની ખૂબ કંજુસ હતો. એ મરી ગયો તેના આગલા દિવસે તેની નોકરડીને બોલાવીને તેણે કહ્યું: 'જુલેતા ! મારે મોસંબીનો રસ પીવો છે.'

'વારુ, સાહેબ' નોકરડીએ કહ્યું. 'પાંચેક ફ્રેંક જોઈશે. મારી પાસે તો પૈસા નથી.'

'પાંચ ફ્રેંક !' પેલો બોલી ઉઠયો. 'અરે ત્રણેક ફ્રેંક આપીને લઈ આવ. આપણને કયાં એમાંથી બધો રસ મળશે ? એમાંથી તો છોતરાં બીયાં પણ નીકળશે ને ?'

*

**દીવાની વાટ ઓછી કર**

મરણ પથારી પર પડેલા એક માણસે પોતાના દીકરાને બોલાવીને ધીમે અવાજે કહ્યું: 'બેટા, આ દીવાની વાટ ઓછી કર: કેટલું બધું કોપરેલ બળી જાય છે તે ખબર છે ? એક દિવસ ઘીને ભાવે કોપરેલ વેચાવાનું છે તે તું જાણે છે?'

એક શ્રીમંત, પણ સ્વભાવે કંજુસ માણસ પોતાના કુટુંબ સમક્ષ કહેવા લાગ્યો: 'કોઈ શોક કરશો નહિ. હું બે પાંચ કલાકનો મહેમાન છું પણ જો હું મરી જાઉં તો મને શાલ ઓઢાડશો નહિ. નવું ધોતિયું પણ ન ઓઢાડતાં. એક જૂનું ધોતિયું મેં રાખી મૂકયું છે તેજ ઓઢાડજો. લાકડાં અર્ધી ખાંડી પણ ન જોઈએ. તે ફલાણી દુકાને સસ્તાં મળશે ને ઠાઠડી બાંધતા નહિ. કયાં આઘે જવાનું છે ? હું ચાલતો આવી...!'

*

**દીકરો મરી ગયો ત્યારે**

એક કંજુસ માણસનો ૨૦ વર્ષનો દીકરો મરી ગયો ત્યારે તેને આશ્વાસન આપવા એક મુરબ્બી ગયા. 'ઇશ્વરેચ્છા બળવાન છે' એમણે કહ્યું અને ઉમેર્યું: 'જગત માયારૂપ છે. એની ૨૦ વર્ષની માયા થઇ ગઇ એમ સમજો. બાકી આવો શોકપૂર્ણ લાગતો પ્રસંગ પણ એના કે આપણા હિતમાં જ હશે; જે થાય તે સારા માટે એમ સમજો.'

'હાસ્તો, આમ પણ તેનો જીવ કેટલો બધો ખર્ચાળ હતો, ને ખાઉધરો કેટલો બધો!' બાપથી બોલી જવાયું.



## ભાતભાતનાં ભેળસેળ

'ઘીઓ હવે આ હવામાં ભેળસેળ થાય છે; માટે સાવચેત રહેજો' એવી ચેતવણી હમણાં હમણાં અપાય છે અને હવામાં થતી ભેળસેળ માટે સાવચેતી રાખવાનું જણાવાય છે. પણ જેઓ એવી ચેતવણી આપે છે તેમની મનોદશા સમજાતી નથી. ભેળસેળ માત્ર હવામાં જ થાય છે એમ તેઓ કેમ માની લે છે? ખરી વાત એ છે કે, લગભગ બધી ચીજોમાં જાતજાતનાં ને ભાતભાતનાં ભેળસેળ થાય છે અને ભેળસેળ થાય છે તેથી જ એ ચીજો વધારે વાપરવા લાયક બને છે. પહેલાં શુદ્ધ ઘી વપરાતું ને તેમાં ભાગ્યેજ ભેળસેળ થતી પણ જ્યારથી વેજીટેબલ ઘી બજારમાં આવ્યું છે, અને શુદ્ધ ઘીમાં

ભેળસેળ થવા માંડી છે ત્યારથી શુદ્ધ ઘી કરતાં વેજીટેબલ ઘી કે ભેળસેળ ઘી વધારે વપરાય છે કે નહિ ?'

*

## અનાજ અને બટાટા

અનાજમાં ભેળસેળ ન થઇ શકે એમ ન માનશો. અલબત્ત ચોખાની ગુણમાં ઘઉં કે ઘઉંની ગુણમાં મગ ન ભરાય પરંતુ મોંઘા ચોખામાં અર્ધા સોંઘા ચોખા ભરી દેવાય. બટાટા બજારમાં ફરશો તો ત્યાં જણાશે કે સારા મોટા બટાટા જોડે નાના કે સડેલા બટાટાની ભેળ થઇ શકે છે. એ ભેળસેળ થાય નહિ ત્યાં સુધી એની મઝા જ આવે નહિ. અરે કોથમીર જેવી મામુલી ચીજમાં પણ સીફતથી ભેળ થઇ શકે છે. સારાં પાંદડાં-વાળી લીલી કોથમીરી જોડે સુકી અને માત્ર ફુલોવાળી કોથમીરી ભેળવી દેવાય છે.

*

## ચ્હા—દૂધમાં

તલના શુદ્ધ તેલમાં સરસવનું તેલ ભેળવી દેવાય, અથવા તો તલના તેલના થોડા ડબ્બા સાથે બાકીના ડબ્બા સરસવના તેલના પહોંચાડાય એમ બને છે. માખણ સાથે ચરબી ભળી શકે છે, દૂધ સાથે પાણીની ભેળસેળ લગભગ સર્વવ્યાપી છે. દહીંમાં પણ તેવી રીતે ભેળસેળ કરનાર પડ્યા છે. ઇરાની હોટલોમાં ચહાની સુવાસ જોતાં જ માલમ પડે છે, માત્ર ચહા સાથે બીજી કોઇ પણ વસ્તુ અંદર નાખવામાં આવી હોવી જોઇએ.

*

**મધ, ખાંડ, ગોળ**

મધને બદલે થોડું મધ ને બાકીની ખાંડની ચાસણી અથવા બધી જ ખાંડની ચાસણી ભેળવી દેનારા જોવામાં આવે છે. કેસર જેવી ચીજ પણ ભેળસેળથી મુક્ત નથી અને ખાંડ કે ગોળ હલકા ઉત્તમ હોય છે એટલું જ નહિ પણ તેમાં એ સરસ રીતે ભેળસેળ થઈ શકે છે.

*

**ચાંદી–સોનામાં**

આ તો નાની ચીજો થઈ પણ સોના ચાંદીના દાગીનામાં ભેળસેળ થઈ શકે છે અને તે તો જાણી જોઈને કરવામાં આવે છે. એ વિના એની ઝમકજ આવે નહિ. મોતી પણ ખાત્રી કરીને લઈએ તો સાચાં મળે ખરાં—બાકી તે પણ ભેળસેળથી બકાત નથી. આમ આપણે કીમતી ધાતુઓની વાત કરીએ છીએ પણ ધુળ, પત્થર કે રેતી જેવી ચીજ પણ અમુક જાતની જ જોઈએ તે વિષે ખુબ ખાત્રી કરી લેવી પડે છે નહિ તો એ ધુળ પત્થરમાં પણ ભેળસેળ કરવામાં આવે છે.

—અને જો એ પકડાઈ જાય તો એવી દલીલ કરવામાં આવે છે કે આટલી ભેળસેળ તો જોઈએ જ; તે વિના તે બરાબર કામ નહિ આપે.

*

**લોકોને એજ પસંદ પડે છે**

આ પરથી એવી માન્યતા દૃઢ થાય છે કે, લગભગ દરેક ચીજમાં ભેળસેળની જરૂર પડે છે, માણસનો એવો સ્વભાવ થઈ પડયો છે કે અણિશુધ્ધ ચીજો આપવા લેવા કરતાં ભેળસેળ વાળી ચીજોજ તે વધારે પસંદ કરે છે. એ કારણે ચડાથી

માંડીને ચામડા સુધી અને રેતીથી માંડીને રૂપા સુધીની બધી વસ્તુઓ જ્યારે બીજી ચીજો સાથે ભેળવી દઇને રજૂ કરવામાં આવે છે ત્યારેજ તે વાપરવા લાયક બને છે. માટે, વ્હામાં થતી ભેળસેળથી જેમણે સાવધાન રહેવા સુચના કરી છે તેમને મારી સલાહ છે કે, દીર્ઘદ્રષ્ટિ વાપરીને બધી ચીજો તરફ નજર ફેરવો તો બધેજ એવી ભેળસેળ દેખાશેઃ એ માટે શોક કરવો મિથ્યા છે.



## ભિંતને પણ કાન હોય છે !

ગમે તેવી શાંત અને એકાંત જગ્યાએ જઇને આપણે વાત કરીએ છતાં તે છૂપી રહી શકતી નથી. તેથી ‘ભિંતને પણ કાન હોય છે’ એવી કહેવત પડી છે. તેજ પ્રમાણે ગમે તેવા ખાનગી અને એકાંત સ્થળે ધન રાખ્યું હોય છે—અને તેની સલામતીની ખાત્રી હોય છે છતાં તે એકાએક ઉપડી જાય છે ત્યારે જમીનને પણ પગ હોય છે એમ કહી શકાય કે નહિ ?

પોતાની વર્ષોની જહેમતના પરિણામે ભેગું કરેલું નાણું–આઠ હજાર રૂપિયાની ચલણી નોટોનું બંડલ મુરાદાબાદના પોલીસ સબ ઇન્સ્પેકટરે એક દાબડામાં મૂકી તે એક ઓરડામાં રાખી તેને મજબૂત તાળું મારી તેણે નીરાંત રાખી. રોજેરોજ તે ઓરડો ઉઘાડી દાબડાની સલામતી જોતો અને આરામથી સૂતો.

*

### ઉંદરોનો ભોજનસમારંભ

પણ ગયા જન્મનો કોઇ લેણદાર હશે તે એના એ પૈસા આ જન્મે અજબ રીતે લઇ ગયો. પોતાને નાણાંની જરૂર પડતાં તેણે દાબડો ખોલ્યો ત્યારે ત્યાં ચલણી નોટો ન હતી: એને બદલે એક સરખા માપની અને કાપની કાગળની કાતરીઓ અને કાપલીઓ નજરે પડી. એણે તપાસ કરી: દાબડામાં ઉંદરોએ કાણું પાડયું હતું અને રોજે રોજ દાબડામાં ભોજન સમારંભ ગોઠવ્યો હતો. ઉંદરોને તો કદાચ એકાદ વર્ષનું ને તોય પેટ પુરતું નહિ એવું ખાવાનું મળ્યું પણ પોલીસ ઇન્સ્પેકટરે તો જીંદગીની કમાણી ખોઇ.

*

### તેની સામે કામ ચલાવે

મહત્વના દસ્તાવેજો, મારા જેવાના લેખોના કાપલાઓનો સંગ્રહ, વિદ્યાર્થીઓ કે પ્રોફેસરોની નોટસ એ સર્વે ઉંદરોને પ્રિય લાગે છે. પણ જ્યારે નગદ નાણું તેઓ આમ ખાઇ જાય ત્યારે સાચેજ ચોરીના આરોપસર તેમના પર કામ કેમ ન ચલાવવું જોઇએ ? દાબડો તોડ્યો તેથી ઘર ફાડવાના આરોપસર, અને ચોરીના આરોપસર આ પોલીસ ઇન્સ્પેકટર તેમને પકડીને સજા કરાવે એજ માત્ર એક ઉપાય તેની પાસે છે.

*

### શાહુકારની ગાય

ઘણા ગામડાઓમાં શાહુકારોની પેઢી ઓટલા પર હોય છે અને અંદર ઘરમાં ગાય હોય છે એવા એકાદ શાહુકારની એક ગાય તો ઘરમાં બેસી રહેતી—કદીક બહાર આવતી. એક દિવસ એ શાહુકારને એક જણ પાસેથી લેણાં નાણાં પેટે એક હજાર રૂપિયાની રકમ મળી. સો સો રૂપિયાની નોટોની થોકડી

કરી ઇસ્કોતરા પર મૂકી એ પોતાના જૂના ઘરાક સાથે વાતે વળગ્યો. એવામાં કંઇક ધડાકો થતાં તે બહાર દોડયોઃ ને ગાય પણ ઘરમાંથી બહાર આવી. કાગળોનો થોકડો ઇસ્કોતરા પર જોઇને તે લલચાઇ અને તેના તરફ મોં ફેરવી તે ચાવી ગઇ. છેલ્લી નોટને તે વાગોળતી હતી ત્યારે શાહુકારે તેને જોઇ...

*

**વાનર–વેડા**

મથુરામાં એક પરદેશી યાત્રી ધર્મશાળામાં ઉતરી રૂપિયા ગણતો હતો; તેનો અવાજ સાંભળી વાંદરાઓ જુથમાં મળ્યા ને કૂદાકૂદ કરવા લાગ્યા. ગભરામણમાં કે ઉતાવળ હશે તેથી યાત્રીએ બધા રૂપિયા ભેગા કરી ખીસામાં નાખ્યા, પણ ઓચીંતું નોટોનું એક બંડલ–લગભગ સત્તરસો રૂપિયાની ચલણી નોટોનો જુડો પડી ગયો ને એક વાંદરાએ કૂદીને તે ઝડપી લીધો. પાસેના ઉંચા વૃક્ષ પર બેસી તેણે તે કાગળો ફાડવા માંડયા. વખત છે, કાગળમાંથી કાંઇ ખાવાનું મળશે એમ ધારી તે ફાડયે ગયો. એ કાગળના ચીરા થયા ને પેલા યાત્રીના જીગરમાં ચીરાડા પડ્યા.

*

**એમની સ્વાધીનતા**

કાગડા અને કબુતરો પણ નોટો ઉપાડી જાય છે. વર્ષો લગી એક ઠેકાણે એનું બંડલ રાખવાથી ઉધઇ અને ઉંદર તેને ખાધા વિના રહેતાં નથી. 'મારી તિજોરીમાં ઉંદર થાયજ નહિ, ઉધઇ તેને ખાય નહિ' એવું અભિમાન નકામું છે કારણકે ઉધઇ કે ઉંદર કાંઇ અમુક પ્રદેશ કે સંસ્થાનોમાં જ રહેતાં નથી પણ તેઓ તો સકળ સૃષ્ટિમાં સર્વત્ર ફરવાની સ્વાધીનતા ધરાવે છે.



## હાથીમાં માનવસ્વભાવ

જેમ વાંદરાઓમાં તેમ હાથીઓમાં પણ માનવસ્વભાવના અનેક અંશો રહેલા છે એમ તાજેતરના અનેક દાખલાઓ પરથી માલમ પડે છે.

કુંભમેળા વખતે એક હાથી મહાવત પર ક્રોધે ભરાયો હતો. પણ વૈરવૃત્તિ તરતજ બતાવવા કરતાં, યોગ્ય સમયે તેનો કચ્ચરઘાણ કરવા તેણે બીજા દિવસ લગી રાહ જોઈ અને, આપણને જાણવા મળ્યું છે તેમ બીજે દિવસે પોતાના પર બેઠેલા મહાવતને પાડી તેને સખ્ત ઈજા કરી, મહાવતને બચાવવા ગયેલા બે સાધુઓને તેણે પગતળે કચડ્યા અને ઝનૂને ભરાએલો એ હાથી જંગલ ભણી નાસી ગયો.

*

**હાથી હજામત કરે છે**

પણ માત્ર માનવસહજ વૈરવૃત્તિ નહિ પણ પ્રેમવૃત્તિ કે સેવાવૃત્તિ પણ હાથીઓમાં હોય છે. એનાં ઉદાહરણ દેશ પરદેશમાંથી મળ્યાં છે. 'હાથી પાસે હજામત કરાવવી હોય તો અહીં પધારજો' એવું પાટીઉં લંડનની એક 'કેશ કાપણ્યાચી દુકાન'ની બહાર દેખાય છે અને સાચેજ એ દુકાનમાં ૧૯ વર્ષનો એક હાથી સફાઈપૂર્વક દાઢી કરે છે; એ સૂંઢવતી અસ્રો પકડી, જરા પણ વાગે નહિ એવી રીતે દાઢી છોલે છે. આ વિદ્યા તે એકાએક જાણી શકયો નથી; તેને હજામતનો ધંધો શીખતાં ત્રણ વર્ષ થયાં હતાં. હવે તે એમાં એવો કાબેલ થયો છે કે દુકાનના

બીજા હજામો કરતાં તે વધારે કાર્યકુશળ છે. દર વરસે તેનો માલિક એની મારફતે પાંચસો પાઉન્ડ કમાય છે.

*

### એને નથી ગમતો ત્યારે

એ હાથીની કાર્યકુશળતા વિષે વસવસો રાખનાર, એની પાસે હજામત માટે બેસનાર–ને પછી ગભરાનાર કે ડરી જનાર હાથીને ગમતો નથીઃ ઘરાક પણ ગમે એવો હોય તોજ હજામ સારી હજામત કરી શકેને ? એકવાર એક ઘરાક માત્ર રમુજ માટે એની પાસે દાઢી છોલાવવા બેઠો અને દાઢી પર હાથી અસ્ત્રો ફેરવવા મંડ્યો એટલે પેલાએ હસવા માંડ્યું. તેની ઠઠ્ઠા કરી એટલે હાથી ખીજાયો. તે દૂર ગયો અને નાની બાલદીમાંનું ફીણવાળું પાણી સૂંઢમાં ભરી પેલા પર છાંટીને તેણે પોતાના ક્રોધને શમાવ્યો.

*

### પ્રાર્થના કરવા જાય છે

ગ્રીસમાં હમણાં બે હાથીઓ ધાર્મિક ભાવનાવાળા છે. એક મોટા દેવળની બાજુમાં તેમનો તબેલો છે. દેવળમાં ઘંટારવ થાય અને સેંકડો માણસો રવીવારે સવારે પ્રાર્થના કરે તે તેમના સાંભળવામાં આવે, એટલે તેઓ પણ એકાગ્ર ચિત્તે પ્રાર્થના કરતા જણાય. તેમની લાગણી પારખવા મહાવત તેમને એકવાર દેવળામાં લઇ ગયોઃ ત્યાં તેમણે ઘુંટણીએ પડીને પ્રાર્થના કરી–બીજા માણસો પ્રાર્થના કરતા હતા તેમ.

એ હાથીઓ હવે દર રવીવારે પ્રાર્થના કરવાને દેવળમાં જાય છે.

*

**માનની લાગણી**

પણ તાજેતરમાં એક બુઝર્ગ હિંદી મહાવતના અનુભવો પ્રકટ થયા છે. એ આદમીને હાથીઓ સાથે ખૂબ દોસ્તી રહેતી અને શિકાર પર જવું હોય ત્યારે, જંગલોના જાણકાર અને વનચર સામે સામનો કરી શકે એવા જંગલી હાથીઓ એની પાસે રહેતા. એટલે ઘણા રાજા મહારાજાઓ અને વૉઇસરોયોને એની ઓળખાણ રાખવી પડેલી. એ લખે છે કે: હાથીઓ મને ગમતા એટલું નહિ પણ હું સુદ્ધાં એમને ગમતો: શિકાર પર જવાનો પોષાક પહેરી અવારનવાર એમની પાસે હું જતો તો તેઓ ઉભા થઇ જતા, અને મને સલામ કરતા. એક સામટા પચાસ, સાઠ હાથીઓ ઝુકીઝુકીને મને સલામ કરે એવા અનેક પ્રસંગો મેં અનુભવ્યા છે.

*

**હાથણની વિવેકબુદ્ધિ**

લક્ષ્મણપ્યારી નામની એક હાથણ એના અજબ કાબુમાં હતી. એ આંખ કાઢે કે સખ્ત શબ્દોથી ધમકાવે તો હાથણ કંપતી. અને એના કહેવા મુજબ વર્તતી: પણ તે તેનાજ અંકુશમાં રહે: બીજા કોઇને ગાંઠે નહિ. જંગલમાં જાય તો વાઘ સિંહનો સામનો કરે પણ તેનો માલિક જરા ડોળા કાઢે તો શાંતિ સેવે એવીએ વફાદાર ડાહી અને વિવેકબુદ્ધિવાળી હતી.

☆

## મારવાડી ને ભિખારી

મુંબઇના એક ધનિક મારવાડીની આ વાત છે. તેની પાસે અઢળક દોલત હતી છતાં તે ઉદારવૃત્તિ સેવતો નહિ, રાતી પાઇ સખાવતમાં પણ આપતો નહિ.

એક ભિખારી હતો. તે રોજે રોજ એના દ્વાર પર આવતો અને ભીખ માગતો. 'જા આગળ જા' કહી તેને તિરસ્કારી કાઢવામાં આવતો.

*

**ભિખારી અડગ રહેતો**

પણ જેમ મારવાડી એની કંજુસાઇમાં અડગ હતોઃ તેમ ભિખારી પણ અડગ હતોઃ નિશ્ચીત સમયે એના ઘર પાસે આવીઃ 'હું બે દિવસનો ભૂખ્યો છું: મને કાંઇ આપો' એ શબ્દો દર્દમય અવાજે તે બોલવાનું ચુકતો નહિ પણ તોયે તેની અરજ સંભાળાતી નહિ.

એક દિવસ ભિખારીનો પિત્તો ગયો. તે જોરથી બરાડ્યોઃ 'તારા જેવા પાસે લાખ્ખો રૂપિયા છે અને અમનેપેટ પુરું ખાવાનું પણ નથી મળતું, ને તોય તું મખ્ખીચુસ છે-રાતી પાઇ પણ દેતો નથી. તારા જેવાની મિલ્કત તો દેશના ગરીબો વચ્ચે સરખે ભાગે વ્હેંચી દેવાવી જોઇએ.'

*

**કેટલી મિલ્કત ધારે છે?**

બુઢ્ઢો મારવાડી રાતો પીળો થયો પણ કોને ખબર કેમ એક પળમાં તે શાંત થયો. એટલા પર આવી તેણે શાંતિથી કહ્યું: 'મારી પાસે કેટલી મિલ્કત હશે, તું શું ધારે છે?'

'ઓછામાં ઓછા એક કરોડ રૂપિયા જેટલી.'

'અને આપણા દેશની ૩૫ કરોડની વસ્તીમાં ગરીબો કેટલા હશે?'

'અરે, ૩૨ કરોડ જેટલાઃ તમને શી ખબર પડે!'

'જા તારી વાત હું માનું છું: અને સાંભળ: મારી મિલ્કત વ્હેંચાઇ ગઇ છે. આ તારા ભાગના બે પૈસા છે તે લઇ જા, ફરી કોઈવાર આવીશ મા.'



## 'પાંખ ફફડતાં તૂટે મ્હેલ'

આ દંતકથા જાણવા જેવી છે.

એક રાજા એક વાર પોતાના મહેલના ઉપવનમાં ફરતો હતો ત્યારે તેણે એક ચકલાનો માળો જોયો. ત્યાંથી અવાજ આવતો સાંભળ્યો. ચકલો ચકલીને કહેતો હતો 'તને ખબર છે? મારી એક પાંખ ફફડાવું તો આ આખો મહેલ હું ભાંગી નાખું.'

'આવા ઉદ્‌ગારો—ને તે પણ મારા બાગમાં જ બોલાય એ નહિ ચલાવી લેવાય' એમ વિચારી રાજા ગુસ્સે ભરાયો અને ત્યાંથી ચાલ્યો ગયો. તરતજ પોતાના પ્રધાન અને બીજા સલાહકારોને તેણે જણાવ્યું: 'બાગમાં પેલે ખૂણે ચકલો છે તેની ધરપકડ કરો.'

*

**શા માટે કહ્યું?**

થોડી વારમાં ચકલાને પકડીને રાજા સમક્ષ લાવવામાં આવ્યો. એ ધ્રુજતો હતો. એની આંખમાં આંસુ હતાં.

'મારા મહેલને પાડી નાખવાની ખુમારી સેવે છે કેમ?' રાજાએ કહ્યું: 'તારે જેલમાં બેસવું પડશે.'

'અરે, નામવર, દયા કરો: આપ પણ પરણેલા છો. મેં શા માટે આવું કર્યું હશે. એ આપ ન સમજી શકો એમ બને ખરું ? વાત એમ બની કે: મારી સ્રી અમારી લાચાર સ્થિતિનાં રોદણાં રડતી હતી; સદાય આવી નિરાધાર સ્થિતિમાં રહેવાનું ? એમ પૂછી ડુસકાં ભરતી હતી, 'તમે ય શું બાયલા જેવા બેસી રહો છો,' કહી મેણાં મારતી હતી. મારામાં કેટલું બળ છે એ બતાવવાની—બતાવવાની નહિ તો કહેવાની મારે જરૂર હતી; એટલા ખાતરજ, નામવર, મેં કહ્યું કે, મારી પાંખ ફફડાવું તો આ મહેલને પણ તોડી પાડું !'

*

**રાજાએ કેમ બોલાવ્યો ?**

રાજા સમજ્યો અને તેણે ચકલાને છોડી મૂકયો. ચકલો પાછો આવ્યો જાણી ચકલી રાજી થઇ. તેણે પૂછ્યું : 'રાજાએ તાકીદે કેમ બોલાવ્યા હતા ?'

ચકલાએ હસીને જવાબ દીધો: 'મેં તને કહ્યું તેની એને ખબર પડી ગઇ. તેથી મને એકાંતમાં બોલાવી કહ્યું : 'ભાઇ સાહેબ, મહેરબાની કરીને મારો મહેલ તોડીશ નહિ.' મેં કહ્યું : 'વારુ બોઇશું'



## ટેલીફોનાઇટીસ

નવા પ્રકારના વ્યાધિમાં સ્ટેશનાઇટીસના વ્યાધિને સ્થાન છે એમ મેં એક વખત લખ્યું હતું તબીબોના અભિપ્રાય પ્રમાણે એ વ્યાધિ મોટા પ્રમાણમાં ફેલાયો છે એમ હવે કહી શકાય. તેની ચીકિત્સા એવી છે કે, માણુસ કામે ગયો હોય પણ વચ્ચે કયાંક જાણુતાં અજાણુતાં રોકાઇ જાય સ્ટેશન કરે. આપણા આદિ કવિ નરસિંહ મહેતાને એ રોગ હતો. ખબર છે કે એકવાર ઘી લેવા તે નીકળેલા અને ઘીવાળાને ત્યાં ભજન ગાવા બેસી ગએલા. આવા રોગો હોયજ નહિ એમ મને કહેનારા મળ્યા છે. પણ એ સંબંધમાં વધુ તપાસ કર્યાં પછી મને માલમ પડ્યું કે આપણે કલ્પના પણ ન કરી શકીએ એવા નવાનવા રોગો સારી પેઠે પ્રચાર પામ્યા છે.

*

### ટેલીફોનાટીઇસ

એક રોગ ટેલીફોનાઇટીસને નામે હવે લંડનના નિષ્ણાત તબીબોએ શોધી કાઢ્યો છે. તાજેતરમાંજ ત્યાં એક જાહેર ટેલીફોન પરથી એક માણુસ ત્રણ કલાક લગી ટેલીફોન કર્યાં કરતો જણાયો ને લોકોનાં ટોળાં એની આસપાસ મળ્યાં ત્યારે તે કદાચ ગાંડો થઇ ગયો હશે એવી માન્યતા પ્રસરી. લોકોએ બે દાકતરોને બોલાવ્યા અને એ માણુસને હોસ્પીટલમાં લઇ જવામાં આવ્યો. એ કહે 'તમે એમ ન માનતા કે હું ગાંડો થયો છું પણ હલાવ હલાવ હં...મારી તબિયત સારી છે' અને નંબર મેળવવા માટે આંગળીના ચાળા કરતો માલમ પડ્યો.

*

**એને એનું વ્યસન છે**

'જેમ કોઇ માણસને બીડીનું કે દારૂનું વ્યસન ગઇ પડે તેમ ટેલીફોન કરવાનું આ માણસને વ્યસન છે અને તે બંધ કરવા માટે, ટેલીફોનાઇટીસનો રોગ મટાડવા માટે લાંબો સમય લાગશે અને કાળજીભરી સારવારની જરૂર પડશે' એવો નિર્ણય દાકતરોએ કર્યો છે.

ટેલીફોન પાસે હોય તો તેને ટેલીફોન કર્યા વિના ચાલેજ નહિ. કોઇનો ટેલીફોન આવે ત્યારે હર્ષોન્માદ અનુભવે ને વારંવાર ટેલીફોનની ઘંટડી વાગ્યા કરે ત્યારે તે આનંદ અનુભવે. ટેલીફોનના નંબર ઝડપભેર તે જોડી શકે છે. કદાચ એની ઝડપ એ એક રેકોર્ડ હશે. ભજીયાની ગંધ પારખી માણસ હોટલમાં પેસે, 'બાર'નું પાટીયું વાંચી દારૂડીયાના પગ તે તરફ વળે તેમ આ માણસ જાહેર ટેલીફોન જોતાં કેબીનમાં પેસી જતો અને કલાકો લગી ત્યાં ઘંટડી વગાડ્યા કરતો.

*

**સારવાર શી ?**

એવા માણસને કેવી રીતે સારો કરવો એ મુંઝવણ થઇ પડી છે. સ્ટેશનાઇટીસ હોય તેને માટે ધક્કા ફ્લોજેસ્ટાઇન કે લાઠી ટ્રીટમેન્ટ અકસીર ઉપાય છે એવો અભિપ્રાય મેં વ્યક્ત કરેલો. તેજ પ્રમાણે ટેલીફોનાઇટીસ હોય તેને દાકતરે સામેથી ટેલીફોન પર ભયંકર ગર્જના કરી વારંવાર ગભરાવવો. ટેલીફોન પર ભૂત અથવા ભયાનક આદમી આવે છે એવો ખ્યાલ એના મગજમાં ભરાઇ બેસે અને ટેલીફોન પર તેને અણગમો આવે તેમ કરવું.

*

**એજ રીતે વાત કરે**

લંડનના ડૉકટરો, આ વ્યાધિના પહેલા ભોગને જુદી રીતે સારો કરવા માગે છે. તેઓ કહે છે કે ટેલીફોન એની દ્રષ્ટિએ ન પડે તેમ કરવું જોઇએ. એટલું જ નહિ પણ ટેલીફોનનું દોરડું પણ એની નજરે ન પડે તેમ થવું જોઇએ. પણ તેઓ ભૂલે છે. ટેલીફોન પર વાત કરનાર માણસ એ રીતે જ વાત કરવા ટેવાયલો હોય છે. ટેલીફોનાઇટીસનો એ મંદ પ્રકાર છે ને તેટલો તેને રહેશે. તે કહેશે: 'દાકતર, હલ્લો, હાં...હાં...હું હવે સારો થયો છું, બરાબર...બરાબર...એ દવા મઝાની છે...' 'દાકતર, હું ગાડો છું? ના. ના. હલ્લો...હલ્લો...કોણે લાઇન કાપી?'

*

**હલાવ, એ રોટલી...**

આ વ્યાધિ આપણે ત્યાં ટેલીફોન પરજ રાતદિવસ વેપાર કરનારા માણસોને થોડો થોડો હોય છે. એવા એક માણસને હું ઓળખું છું. તે ઘરમાં પણ એજ રીતે વાત કરે છે. જમવા બેસતાં પત્નીને કહે છે: 'હલ્લો, 'દાળમાં કાંઇ વધઘટ? હાં, હલ્લો, એમાં વધઘટ થાય એમ લાગતું નથી. શું કહ્યું? દરજીનું બીલ? બરાબર, બરાબર હા... જરૂર ખીસ્સામાંથી દશ લઇ લીધા છે? લીધા? ત્યારે દીધા...હલો...હલ્લો...'



## પ્રગતિશીલ નામો

પ્રગતિશીલ થવાને માટે, આપણે આપણાં નામો પ્રગતિવાદી રશિયનશાહી કરીએ તો કેવી મઝા પડે છે તેનો ખ્યાલ એ પરથી આવે છે કે એક લેખક જેનું નામ જાની છે, તે પોતાને 'જેની' કહેવડાવે છે અને તેનો મિત્ર તલકશી ટાલાસ્કી થઇ ગયો છે. આમ તો ઘણાં ગુજરાતી નામો આપણે સપાટાભેર બદલતા જઇએ તો થોડા વખતમાં સોવીએટ સમાજના જેવો સમાજ અહીં રચી શકાય.

*

### અંગ્રેજી નામો

આજથી ૨૫ વર્ષ પહેલાં ઘણાં બંગાળી અને ગુજરાતી કુટુંબોમાં બાળકોને અંગ્રેજી નામો અપાતાં. જાણીતા નાગર, જૈન કે વણિક કુટુંબોમાં એવાં નામો પડેલાં છે. લીના, જેક, વિકટર. જોન, રૂબી, જયોર્જ એડવર્ડ, મેરી, રોબીન, વગેરે નામોની નવાઇ નથી એ બાળકો આજે તો મોટાં થઇ ગયાં છે, અને એમના એ અંગ્રેજીકરણવાળા નામો સાથે ઓળખાય છે.

*

### મેક ઝોલા

હવે નામોનું રશિયનકરણ કરવાનો સમય ચાલ્યો આવે છે. પણ, તે પહેલાં હજી અંગ્રેજી કે ફ્રેન્ચ કે બીજાં યુરોપીય નામોનું અનુકરણ પણ થયા વિના નહિ રહે. જમશેદજી ટુંકાક્ષરી જમસુ–જેમ્સ તો થયો છે; પણ જગજીવન 'જેક'ને નામે ઓળખાશે; મકન ધુળા મેક ઝોલાને નામે જાણીતો થશે.

**ગોર ગારઓ રૂપે**

ગોર ભુરા કાણાને નામે અમારી જ્ઞાતિના ગોર વિલાયત જાય તો તે પણ પોતાનું નામ બદલીને ગારઓ રેકેના એમ કરી શકે; એટલુંજ નહિં પણ મંછુ શીવો જે નવસારી પાસેના નાના ગામમાં તાડી પીને ભારે તોફાન કરે છે તે મોન્સ્યોર મોન્સુશીવોને નામે રશિયન વિજ્ઞાનવેત્તા હોય તેવાં નામે, પોતાને ઓળખાવી શકે. મને યાદ છે કે, એક અદાલતમાં મયાશંકરની નાની દીકરી રૂપી જુબાની આપવા આવેલી, તેણે તેનું નામ પૂછતાં જણાવેલું કે, 'રૂપી મયાશંકર' મેજીસ્ટ્રેટ એને રૂબી માયર્સ સમજ્યા: ત્યારથી તેનું નામ રૂબી માયર્સ પડ્યું છે.

*

**પોરીઝીન્કી**

એ પોરી કાં ચાલી? અરે એય ઝીણકી...? ઘરમાં કામ કરનારી નાની નોકરડીને એવી બુમો પાડી બોલાવનાર પણ એને પોરીઝીન્કી જેવા રશિયન નામે બોલાવીને સમાજની નવરચનાનો ખ્યાલ તેને આપી શકે છે. તેમ વળી પોતાની બેબીને 'નાનીચેલકી' એ નામે બોલાવી તેને રશિયન સંસ્કારથી વિભૂષિત કરી શકાય છે.

*

**કાપડના વેપારી**

ચમનલાલ કીસનદાસ—એ નામે 'કોરા કાપડના વેપારી' એવી દુકાન કરવી એનાં કરતાં 'ચેમન લાસ્કી—સોવીએટ રશિયાના કાપડ બજારના એક માત્ર પ્રતિનીધિ' એ નામે દુકાન કાઢવામાં આવે તો નથી લાગતું કે અનેક માણસો જેઓ પ્રગતિવાદમાં માને છે તેઓ તેમની દુકાને થોક થોક ભેગાં થાય?

*

**થાળીવાડકી**

એચર મૂળા પગી પણ પોતે પોતાને પેગી એકર મોલા (જનરલ મોલાનો વંશ જ હોય તેમ) ઓળખાવી શકે છે. આ ઉપરાંત પોતાના નામના જેવાં સરખાં નામ મળતાં ન આવે તો બીજાં ઘણાંયે રશિયન નામો ધારણ કરી શકાય છે. દાખલા તરીકે–ઢોલા વાડીલાલ એવું નામ હોય તો તેનું મોં. થાળી-વાડકી એમ કરી શકાય; વાવાભાઇ ડોસાભાઇનું વાવડીચસ્કી એવું નામ પણ રાખી શકાય.



## ઇશ્વરકા ટીકીટ હય

નાગડા જેવ અર્ધનગ્ન સાધુઓની જમાત માત્ર હરદ્વારમાં જ હોય એવું નથી, જ્યાં જઇએ ત્યાં લગભગ દરેક ગામમાં કે શહેરમાં અને હિંદુસ્તાનની કોઇ પણ રેલ્વેમાં તેઓ જોવામાં આવે છે.

*

**ત્રીજા વર્ગની મઝા**

અઠવાડિયાની આખેરીએ રાતની ગાડીમાં હું બ્હારગામ ગયો ત્યારે કોંગ્રેસ કલાસમાં–ત્રીજા વર્ગમાંજ ગયો. 'ત્રીજા વર્ગમાં કેમ ?' એ પ્રશ્નનો જવાબ ગાંધીજીએ પણ એકવાર આપી દીધો'તો કે, 'ચોથો વર્ગ નથી માટે હું ત્રીજા વર્ગમાં

મુસાફરી કરૂં છું' એવું મારે વિષે પણ સમજવું. એ વર્ગમાં મુસાફરી અગવડતાભરી છે એવી સામાન્ય ફરિયાદ સાથે હું મળતો થતો નથી. ઉલટું, એ વર્ગમાં મુસાફરી કરવાથી વિવિધ પ્રકારના જે માનવીઓ મળે છે અને પોતાના સ્વભાવનો પરિચય આપે છે એ જોવાની મઝા પડે માટેજ ત્રીજો વર્ગ મને અનુકૂળ થઇ પડે છે. ચોથો વર્ગ હોય તો તેથીયે વધુ ગમ્મત પડે.

*

**સાધુઓ આવે ત્યારે**

'બ્રહ્માંડ આ તો ગૃહ તાતનું છે' અથવા 'આય આખી દુનિયા આપણા બાવાની છે' એમ સમજતા બાવાઓ—સાધુઓ ટ્રેનોમાં આવી બેસે છે. એવા ચાર પાંચ સાધુઓ મારા ડબ્બામાં આવીને બેઠા. એમની લાલઘૂમ આંખ, રાખોડિયા જટા અને ભુખરી દાઢી, હાથમાં ચીપીઆ અને મૃગચર્મ, કમંડળ અને લોટો, ઝોળી અને ચલમ જોઇને તો હું નવાઇ પામ્યો નહિ. પણ જ્યારે બીજા મુસાફરોની આંખો ઊંઘથી ઘેરાતી હતી ત્યારે તેમણે પાનાં કાઢી રમવા માંડ્યાં, મોટેથી અવાજ કરીને હાર-જીતના ઉશ્કેરણીભર્યાં દેખાવો કરવા માંડ્યા ત્યારે મને ખૂબ નવાઇ લાગી.

*

**'ઈશ્વરકા ટીકીટ હય'...**

'એઇ સોનેવાલા, ટીકીટ નીકાલો' કહી મારી સામેના બર્થપરના માણસને જગાડવામાં આવ્યો ત્યારેજ મને ખબર પડી કે ટીકીટ એકઝામીનર આવ્યો છે. સૂઇ ગએલા વૃદ્ધ દક્ષિણી ગૃહસ્થે તો કોટ કાઢી, અંદરનું જાકીટ બતાવી, તે તળેના ખમીસનાં બટન કાઢી, પછી બંડીના અંદરના ખીસામાંથી નાનું

પાકીટ બ્હાર કાઢી ટીકીટ બતાવી. એ જોયા પછી, એકઝામીનરનું ધ્યાન સાધુઓ પર ગયું. 'ટીકીટ કીધર હૈ?' કહી તેણે જોરથી અને કંઈક દમ ભીડાવી પૂછ્યું ત્યારે એક જણાએ ઘેરા અવાજે જવાબ આપ્યો: 'હમારી પાસ ઇશ્વરકા ટીકીટ હૈ, રામ તેરા ભલા કરે' અને તેણે મોં ફેરવી લીધું.

*

## કાળીના એક્કાનો અર્થ

'ઇશ્વરકા ભજન તુમ યહ પાનાસે કરતે હો કયોં?' ટીકીટ એકઝામીનરે સાધુને પૂછ્યું ને મારી તરફ જોઇ તે બોલ્યા: 'લુક હીયર, ધીસ રાસ્કલ્સ, ધે નેવર બાય ટીકીટસ' પણ સાધુએ તો એની શંકાનું નિવારણ કરવા જવાબ દીધો: 'ગુસ્સા મત કરો ભાઇ, સબ ચીજ મેં ભગવાન હૈ, યહ પાના ભી બેલકે હમ તો ભગવાનકા ભજન કરતા હૈ.'

અમે નવાઇ પામ્યા. પણ સાધુએ નીચે પડેલાં પાનાંમાંથી એક લઇને કહ્યું: 'યહ કાલીકા એક્કા હૈ: એક બ્રહ્મ હી સચ્ચ હૈ ઇસીકા યહ નિર્દેશ કરતા હૈ.

*

## દ્વૈતની ભાવના

બીજા સાથી સાધુએ ચલમ ફુંકવાની તૈયારી કરી તે દરમ્યાન બીજુ પાનું ઉપાડી, ટીકીટ કલેકટરને આ સાધુએ બતાવ્યું અને કહ્યું: 'ફ્લાવરકી દુગ્ગી દેખા: દ્વૈતકી ભાવના કયસી અચ્છી સમજાતી હય'–અને ત્રીજું પાનું છતું કરી તે બોલ્યો 'યહ ચૌકટકી તીગ્ગી હય ભાઇ!'

'ઇસકા ભી કોઇ મિનીંગ હોગા!'

'હાં, તો! કયોં નહિં? દેખો, બ્રહ્મા, વિષ્ણુ ઔર મહેશ યહ

ત્રીમુર્તિ મંય હસીમે દેખ રહા હુ' સાધુએ જવાબ દીધો અને પછી ચોથુ પાનું નીકળ્યું; લાલના ચોગ્ગાનું. સાધુ પાસે તો એનો પણ અર્થ હતો 'બેદ ચાર હય, ઔર બેદમાં સબ જ્ઞાન લીખા હુવા હય; યહ ચાર બેદ યહ છોટા સા પત્તામાં મૂર્તિમંત હો ગયા.'

અને ટીકીટ એકઝામીનર બીજાં ૪૮ પાનાંઓનો અર્થ સમજવા રહ્યો નહિ; વધુ શિકાર પકડવા બીજા ડબ્બામાં ચાલ્યો ગયો.



## બાળકની વય કેટલી ?

ટીકીટ એકઝામીનર ટ્રેનમાં આવે છે ત્યારે તે હંમેશાં અણગમતો હોય છે. આપણી પાસે ટીકીટ હોય, સ્હેલાઇથી તે બતાવી શકાય તેમ હોય છતાં તે બતાવવી આપણને ગમતી નથી. આપણે પૈસા ભરી મુસાફરી કરીએ છીએ તેમ છતાં આપણી પ્રમાણિકતા વિશે એને શંકા છે એ વિચાર જ આપણને ઉશ્કેરી મૂકે છે.

*

**બચ્ચાની વય કેટલી ?**

જે ડબ્બામાં મેં મુસાફરી કરી તેની પાસેના ડબ્બામાં એક આધેડ વયની સ્ત્રી હતી. તેની સાથે એક બાળક હતું. સ્ત્રી પાસે ટીકીટ હતી. તે તેણે ટીકીટ એકઝામીનરને બતાવી 'કયાં છે, બચ્ચાની ટીકીટ?' એકઝામીનરે પૂછ્યું.

'એની તો, ભઇશાબ વરી ચકેટ ઓતી હશે?' બાઇ બોલી.

પણ દરેક ટીકીટ એકઝામીનર આવા કિસ્સામાં પ્રશ્ન કરે છે તેમ તેણે પ્રશ્ન કર્યો: 'બચ્ચાની ઉંમર કેટલી છે!'

'બે વરસ, તઇણ મઇના ને પોંચ દિવસ' બાઇએ હિંમતભેર કહ્યું: અને આસપાસના સર્વેને નવાઇ લાગી. અભણ માતા બાળકની ઉમ્મર દિવસો ગણીને તરતજ બરાબર કહી શકે એ ખરેખર આશ્ચર્યજનક હતું.

*

**જવાબ દઈ શકયો નહિ**

'નહિ, ખોટી વાત' એકઝામીનરે કહ્યું. 'ચાર વરસનો છે.'

'માસ્તર સાબ!' બાઇએ ડોળા કકડાવ્યા ને કહ્યું: 'મૂઇ મને જુઠી કહો છો? લ્યો, ભઇ, મારા છોરાની ઉંમર હું જાણું નઇ? તમે ચ્યોંથી જાણો? ખબરદાર, મને જુઠી કહી છે તો' ને બંધ થઇ પણ એના મોં પરથી ગુસ્સો ઉતર્યો નહિ.

'પંચાત છોડ' એકઝામીનરે કહ્યું: 'ચાર વરસ જેવો લાગે છે. આટલો છોકરો બે વરસનો હોય જ નહિ'

આ શબ્દો સાંભળીને તો બાઇ ખીજાઇજ ગઇ. 'સાંભળતો નથી, કીધું તે? તું ચ્યોંથી જાણે? લ્યો, ભઇ, છોકરાની ઉંમર એની મા જાણે કે દાયણ જાણે. છોકરો જન્મ્યો તારે તું તાં આયો'તો?'

એકઝામીનરે જવાબ દીધો નહિ, તે ચાલ્યો ગયો.

*

**છોકરાનો જવાબ**

ટ્રેનમાં ને ટ્રામમાં બાળકની ઉમ્મરનો વિષય હંમેશાં

ચર્ચાસ્પદ થઇ પડે છે.

દશ વર્ષની નીચેના બાળક માટે જ ગ્રીસની ટ્રેનમાં અર્ધી ટીકીટ લઈ શકાય તેમ છે. એવા એક બાળકની અર્ધી ટીકીટ જોઇ ટીકીટ એકઝામીનર મુંઝાયો. તેણે બાળકના પિતાને કહ્યું: 'તમે ગમે તે કહો; પણ છોકરાની ઉમ્મર મોટી છે.'

ચબરાક છોકરો એને એ બોલતો સાંભળી હસી પડ્યો.

તેના પિતાએ એકઝામીનરને કહ્યું :

'અમે ખરૂં કહીએ છીએ; તમારા માનવામાં ન આવે તો શું કરીએ ?'

'તો એક રસ્તો છે' એકઝામીનરે કહ્યું 'હું બાળકને પૂછી જોઉં, એ જુઠું નહિ બોલે એમ લાગે છે' અને છોકરા સામે જોઇને તે બોલ્યો: 'બોલ ભાઇ, તારી ઉમ્મર કેટલી ?'

છોકરો હોશિયારીથી બોલ્યો: 'હું નાનો યે નથી, ને મોટો નથી. ટ્રેનમાં મારી ઉમ્મર દશ વર્ષની છે. નિશાળમાં બાર વર્ષની નોંધાઇ છે ને ઘેર બધા મને તેર વર્ષનો ગણે છે.'

*

**અભણ ઉતારૂ**

એક અભણ ઉતારૂ અમારા ડબ્બામાં હતો. અમે સ્ટેશને ઉતરી બહાર જતા હતા ત્યાં તે ઉતારૂ માથે ગાંસડો મૂકી ઝપાટાબંધ જતો માલમ પડ્યો.

'ક્યાં જાય છે ? એઇ, ટીકીટ તો બતાવ' ટીકીટ કલેકટરે તેને કહ્યું.

એમ તો તે પ્રૌઢ માણસ હતો એટલે તે ક્રોધે ન ભરાયો પણ શાંતિથી તેણે ટીકીક કલેકટરને કહ્યું : 'જા ભાઇ, મારી ટીકીટના મેં દોઢિયા આયપા છ એટલે ટને ટા સું, રેલ વેલના બાપનેયે પાછી નહિ આલુ. પન, જા, ટે કાં મલે છ ટે ટને કઉ

છું. હામ્લે જે પેલું ઉંડરીયા જેવું ડેખાયછને (બુકીંગ ઓફીસ તરફ આંગળી ચીંધીને) ટાં રૂપિયા ખનખનાવી લાખજે એટલે રેલવેલનો માણુહ લાલ કાપલુ આલહે ટે લઇ લેવાનું, હુ હમજ્યો!'

અને તેના તરફ વિચિત્રતાથી જોઇ રહેનાર ટીકીટ કલેકટર કાંઇ બોલે તે પહેલાં તો તે ચાલી ગયો.



## દાઢી નડે છે!

ગુજરાતના એક વેપારીની આ કથા છે. એ નાના ગામમાં મોટી દુકાન ધરાવતો. ત્યાં તે કરીઆણું વેચે અને કાપડ વેચે, પરચુરણ વસ્તુઓ વેચે અને પાંચ ટકાને વ્યાજે નાણાં પણ ધીરે. પણ છેલ્લા પાંચેક વર્ષ થયાં, કંઇક ગ્રહદશાને પરિણામે, તેનો ધંધો ઓછો થતો ગયો–ને લગભગ ભાંગી પડ્યો. એનું કારણ એ સમજી શકયો નહિ. જુવાનીથી તે સરસ દાઢી રાખતો, અને દાઢીવાળાની દુકાન તરીકે એની દુકાન ઓળખાતી, એના લત્તાનું નામ પણ દાઢીવાળાનો ચકલો એમ પડેલું.

*

### જોષીએ શું કહ્યું?

એક જ્યોતિષી એક રાત તેનો મહેમાન થયો ત્યારે તેણે, બીજી સવારે નાહીધોઇ પોતાના મનની વાત તેને કહી. જોષીએ હાથ જોઇ કહ્યું: 'માનો કે ન માનો પણ, તમારી દાઢી તમારા

ધંધામાં રાહુ રૂપે નડે છે. આ દાઢી સાફ કરાવશો તો તમારો વેપાર વધવા માંડે એવો ચોકખો યોગ છે.'

દાઢીવાળાને નવાઇ લાગી. તેણે એક પળમાંજ નિર્ણય કરી લીધો. દાઢી કરતાં દોઢીયાં તેને વધારે ગમતાં હતાં એટલે સીધો તે હજામની દુકાને ગયો અને તેણે કહ્યું: 'દાઢી સાફ કરી નાંખ.'

*

**આ કોથે ભરાઇ**

હજામ કંઇક કુતૂહલથી તેની સામે જોઇ રહ્યો. એ દુકાનદાર વાળ કપાવતો, કદીક મૂછના વાળ કતરાવતો પણ દાઢીને હાથ અડાડવા દેતો નહિ; ઉલટું સંભાળથી તે પોતાની દાઢી ઓળતો. અનેતે માટે મગરૂર હતો.

'દાઢી કેમ સાફ કરાવો છો ?'

'તારું કામ કારણ પૂછવાનું નથી, દાઢી કાપી નાંખવાનું છે.' એણે જવાબ દીધો.

દશ મીનીટમાં તે મનઇચ્છિત સ્વરૂપે એ દુકાન બ્હાર નીકળ્યો. ઘેર ગયો ત્યારે તેની પત્ની તેને ઓળખી શકી નહિ, ઓળખી શકી ત્યારે તે બોલી શકી નહિ, ને બોલી ત્યારે એવું બોલી કે વધુવાર ઘરમાં ઉભા રહેવાની દાઢીવાળાની હિંમત રહી શકી નહિ.

*

**સૌને તરત ખબર પડી**

સ્ત્રીએ એની પાડોશણને વાત કરી, અને પાડોશણે એ માહિતીની સુધારા વધારા સાથેની નવી આવૃત્તિ બ્હાર પાડી. એક કલાકમાં પવનવેગે આખા ગામમાં વાત પ્રસરી ગઇ કે વીસ વર્ષે

દાઢીવાળાએ, કશાયે કારણ વિના, દાઢી બોડાવી.

એ દુકાને ગયો તો તે પહેલાં ત્યાં થોડાં માણસો ભેગાં થયેલાં; તેમના ગયા પછી પણ ધસારો ચાલુ રહ્યો. એક કે બીજી ચીજ ખરીદવાને બ્હાને કે નાણાં મૂકવા કે લેવા આવવાને બ્હાને તેને દાઢી છે કે નહિં તેની ખાત્રી કરવા અનેક ગામલોકો ત્યાં આવ્યા: આમ એનો વેપાર વધવા માંડ્યો.

*

**નવો નિર્ણય કર્યો**

જોષીએ કહ્યું તે સાચું ઠર્યું એમ માની પોતાના વધતા વેપારને સંતોષથી તે જોઇ રહ્યો. પણ આમ કેટલા દિવસ ધસારો રહે? દરમ્યાનમાં એની પત્ની ક્રોધથી આકુળ વ્યાકુળ બનતી હતી. તેણે કહ્યું: ગામમાં બધી સ્રીઓ તમારી વાત કરે છે ને કહે છે કે: 'તમે દાઢી રાખો તો કેવું સારું: તમારું માન પડે વજન પડે. અરે તમે દાઢી રાખવા માંડો એ જોવાનેય કેટલી સ્રીઓ આવે!'

'એમ?' દાઢીવાળાએ પૂછ્યું અને ઘડીભર વિચાર કરી તેણે કહ્યું: 'કાલથી દાઢી રાખીશ.'

*

**હવે એ જાણી ગયો છે કે—**

'મારા વર મારું કહ્યું માને છે' એમ હસતી રમતી એની વહુ બધે કહી આવી કે 'એમણે હવે દાઢી રાખવા માંડી.'

અને એટલે ગામની સ્રીઓ ટોળાબંધ એની દુકાને જવા માંડી. અને એક કે બીજી વસ્તુ ખરીદવા લાગી વેપાર આમ વધતો ગયો. સ્રીઓ આવીને તેને કહેવા લાગી 'તમને

દાઢી જ શોભે છે, ફરી કપાવશો ના.' એ 'હા–જી–હા' કરતો જાય ને વેપાર વધારતો જાય.

પણ, જ્યારે સ્ત્રીઓની અવરજવર ઓછી થાય ત્યારે જોષીને યાદ કરી દાઢી બોડાવી આવે. વળી, ચાર છ મહીને રખાવે. હવે નસીબ કેમ ખોલવું ને નાણાં કેમ મેળવવાં તે એ સારી પેઠે જાણી ગયો છે.



## લબાડસંઘ

'બાર હાથનું ચીભડું ઉગ્યું ને તેમાં તેર હાથનું બી હતું' એવી કહેતી આપણી ગ્રામ્ય પ્રજામાં પ્રચલિત છે. પણ આ જુઠાણાંને ચઢી જાય એવાં અનેક જુઠાણાંઓ હવે અમેરિકામાં ભેગાં થવા માંડ્યા છે. કારણ કે ત્યાં તો બીજી બધી અનેક સંસ્થાઓની પેઠે 'લબાડસંઘ' છે. આ સંઘની સ્થાપના વીકનસનમાં બર્લીંગ્ટન શહેરમાં થઇ છે, અને સારાય દેશભરમાં તે જાણીતી થઇ છે. લગભગ ૪૦,૦૦૦ સભ્યોનું તે સંગીન બળ ધરાવે છે.

*

### ઇનામો આપે છે

નવી દ્રષ્ટિએ સાવ નવું જુઠાણું માત્ર દશ સેન્ટની પ્રવેશ ફી સાથે જે મોકલે તે આ સંસ્થાનો સભ્ય થઇ શકે. રાજદ્વારી મામલાથી માંડીને મકાનના ભોંયરાની ધૂળ સુધી ગમે તે

વસ્તુનું જુઠાણું હોય પણ તે બુદ્ધિમાન જુઠાણું હોવું જોઈએ.

નવા જુઠાણાઓની શોધમાં દર વર્ષે આ સંસ્થા મોટી હરીફાઈઓ ગોઠવે છે અને ફત્તેહમંદ ઉમેદવારોને ઇનામો અને ચાંદો આપે છે.

*

**આજીવન સભ્ય**

આ હરીફાઈની એકવાર અલાસ્કાના એક છાપાએ ઝાટકણી કાઢી, ને તેના અધિપતિએ લખ્યું કે, આ લબાડસંઘમાં આ પ્રદેશમાંથી કોઈ પણ માણસ સભાસદ નથી એ જણાવતાં અમને આનંદ થાય છે.

અને નવાઈની વાત છે, કે એ ખોટા સમાચાર છાપવા માટે એ પત્રકારને જ એ સંઘના આજીવન સભાસદ તરીકે દાખલ કરવામાં આવ્યો.

*

**સાચેસાચ લબાડો છો?**

આ સંસ્થાને કાયદેસર રજીસ્ટર કરવા માટે અરજી કરવામાં આવી ત્યારે રજીસ્ટ્રારે કંઈક મુશ્કેલી અનુભવી; અને પછી તેણે અરજદારને પૂછ્યું. 'સાચેસાચ તમે બધા લબાડો છો કે અહીં રજીસ્ટ્રેશન કરવા આવો છો તેજ વસ્તુ સાવ જુઠી છે?'

*

**દુનિયાનો મહાન મચ્છર**

સંસ્થાની વાર્ષિક હરીફાઈમાં એક જણે મોકલેલી નીચેની વાત પહેલું ઇનામ ખાટી ગઈ હતી.

'મીચીગનમાં દુનિયાના મોટામાં મોટા મચ્છર આવીને

વસ્યા છે. તેમાં ય જે સૌથી મોટો હતો તેણે તો ગયા ઉનાળામાં કેર વર્તાવ્યો. પહેલાં તે નાના જીવજંતુ ખાઇ ગયો, પછી કૂકડાં મરઘાં આરોગી ગયો, અને છેવટે ત્રણ વાછરડા અને બે ગાય ખાઇ ગયો. આ ખાઉધરો મચ્છર હવે મરી ગયો છે અકરાંતિયાપણાથી નહિ, પણ એક ખચ્ચરને તે ખાવા ગયો ત્યારે ખચ્ચરે તેને લાત મારી તે મચ્છરની પીઠ પર વાગી, ને મચ્છર મરી ગયો.'

*

**એ તડબુચ કેવું હશે ?**

બીજી ઇનામ જીતનારી વાત આ રહી.

નેબ્રાસ્કામાં નોર્ફોકમાં મોટા કદનાં તડબુચ ઘણાં થાય છે. એક તડબુચ ખેતરના રસ્તાની વચ્ચે ઉગ્યું ને એવું મોટું થયું કે, રસ્તો રોકી બેઠું. લોકોની અવર જવર પણ મુશ્કેલ થઇ પડી. એટલે તે ખેતરના રસ્તાના માલિકે, તડબુચ આખું રહી શકે એવી યુકિત શોધી ને તેની વચ્ચેથી નહેર ખોદીઃ પણ એમાંથી એટલો બધો રસ નીકળ્યો કે ત્યાં તળાવ થઇ ગયું એટલે, તડબુચની આરપાર જવા માટે મોટરો ને માણસો લઇ જવાને તેણે હોડીઓ ફેરવવા માંડી.

અલબત્ત, આવું ભાંગેલું તડબુચ તે વેચી શકયો નહિ પણ હોડીનું ભાડું લઇ તેની કિંમત તે હજીય વસુલ કરે છે.

*

**વાત સાચી છે કે પરપોટો ?**

'લબાડસંઘની તમે વાત લખી તે સાચી છે કે તે એક સ્વભાવીક પરપોટો છે ? જો એવો કોઇ સંઘ હોય તો મારે તેનું પુરૂં શીરનામું જોઇએ છે.' એવો ટેલીફોન એક મિત્રે મને

કર્યો. એણે એટલું તો સમજવું જોઇતું હતું કે લબાડસંઘ વિષેજ કાંઇ જુદું લખી શકાય ? ને લખવું હોય તો એ સંઘને બારોબાર ન લખું કે, મને પણ તેનો સભાસદ બનવાની તક મળે !

*

**શુભ મુહુર્ત જોઇને**

કેટલીક અશકય અને સાવ જુઠી લાગતી વાત એટલી સ્વાભાવિક હોય છે કે તેને બુદ્ધિમાન જુઠાણું કહી શકાય છે. અને તેથીજ, અમેરિકામાં નવરાસનો વખત ગાળવા માટે, આવી વાતો ભેગી કરનાર ને તે માટે ઇનામો જાહેર કરનાર સંસ્થાના સંચાલકોને મારાં અભિનંદન છે. આપણે ત્યાં, તુક્કા કલબ કે તોપ સંસદને નામે કોઇ સંસ્થા શરૂ કરવામાં આવે તો તે ચાલે ખરી. પણ તે થાય તે પહેલાં, જાણીતા જ્યોતિષી આંકફ્રકાચાર્ય જુષ્ઠાશંકર અસત્યશંકર પાસે શુભ મુહુર્ત જોવડાવીને આજે તો એક પરપોટા કલબ હું શરૂ કરૂં છું ને આવો અશકય, સાવ કપોળકલ્પિત પણ બુદ્ધિમાન પરપોટો જે મને મોકલી આપશે તે એ કલબમાં જોડાયલો ગણાશે.

*

**સોયમાંથી મગરમચ્છ**

તમે કેવો પરપોટો મોકલી શકો એ વિષે તમને ખ્યાલ તો આવીજ ગયો હશે; પણ તેમ છતાં, જાપાનના એક સભ્યે અમેરિકાના લબાડસંઘને નજરે જોયેલી નીચેની કથા મોકલી આપી છે તે ધ્યાનમાં રાખશો. વાત એવી બની કે ચીનમાં પીળી નદી પાસે લડતાં, એક જાપાની સૈનિકનાં ખમીશનું બટન તૂટી ગયું તે બટન સાંધવા જતાં સૈનિકના હાથમાંથી સોય પડી ગઇ. એ સોય નદી પાસે હતી. ખાવાની કાંઇ

ચીજ હશે એમ માની એક મગરમચ્છ ત્યાં ગયો, અને સોયના કાણામાંથી એ મગરમચ્છ પસાર થઈ ગયો. એવામાં તેની પૂછડી તેમાં રહી ગઈ એટલે મગરમચ્છ મુંઝાયો. છેવટે એક દેડકો એની મદદે આવ્યો, તેણે પેલી સોય દાંતમાં પકડી અને ખેંચી, એટલે મગરમચ્છ નીકળી ગયો પણ સોય દેડકાના પેટમાં પેસી ગઈ.

*

**લોખંડનું કારખાનું**

સોય તો ત્યાં મોટી થવા માંડી, ત્યાં એને બચ્ચાં થવા માંડ્યાં અને દેડકાના પેટમાં લોખંડનું કારખાનું જાણે ચાલતું ના હોય તેમ થવા માંડ્યું. આથી દેડકાનું પેટ એટલું બધું ફૂલી ગયું ને મોટું થયું કે, એના પરથી પીળી નદીમાં જાપાની સેના આખી ને આખી ચાલી ગઈ.

પછી, પેલા દેડકાનું પેટ ફાટ્યું ને અંદરથી શસ્ત્રો નીકળી પડતાં, ચીનાઓએ તે કબજે કર્યાં. અને તે હાથમાં આવતાં ચીનાઓ જોરશોરથી લડવા લાગ્યા છે.

*

**વાંસ જેવો વાળ**

આવી વાત તો થોડા વર્ષ પર પણ મને એક જણે કહેલી.

બે ચાર મિત્રો વાત કરતા હતા. તેમના બાપદાદા વચ્ચે પણ સંબંધ હતો. એક જણ કહે કે: 'લોકો કહે છે કે 'જેમને માથે તાલ હોય તેઓ સદ્‌ભાગી કહેવાય.'

'હશે' એકે કહ્યું: પણ પેલાએ ચાલુ રાખ્યું: 'મારા પિતાને માથે મોટી તાલ હતી.'

'કેટલી મોટી?' એકે પૂછ્યું.

'નગારા જેટલી' પેલાએ જવાબ દીધો.

પ્રશ્ન પૂછનારે કહ્યું: 'તારી વાત ખરી છે પણ તાલ હોય તે સદ્‌ભાગી ન કહેવાય. મારા પિતા સદ્‌ભાગી હતા પણ તેમને તાલ ન હતી.'

'ત્યારે શું હતું?'

'વાળ હતા.'

'કેટલા મોટા?'

'કોઈક વાંસ જેટલા, કોઈક લીમડા જેટલા, કોઈક પીપળા જેટલા'

'બે મિત્રોમાં કેટલો ફરક? મારા પિતાને માથે તાલ ને તારા પિતાને માથે આવા મોટા વાળ'

'એ તો બે વચ્ચે એકવાર લડાઈ થઈ; વાંસ જેવો વાળ મારા પિતાએ માર્યો ને તારા પિતાને માથે તે દિવસથી તાલ પડી' પેલાએ જવાબ દીધો.



## કંકોત્રી પુરાણ

'માન્યવર મહાશય' ના મોભ્ભાદાર સંબોધન સાથે ખાસ્સી લાલ શાહીથી છાપેલી અનેક કંકોત્રીઓ મને મળી છે, ને તમને પણ મળી હશે. હમણાં હમણાં લગ્નપત્રિકાઓના રૂપરંગમાં ને લખાણ સંબોધનમાં મઝાના ફેરફાર થવા માંડ્યા છે તો પણ મોટે ભાગે 'તે શુભ પ્રસંગે આપ સહકુટુંબ

પુત્ર પરીવાર, મિત્રમંડળ સહિત પધારી આભારી કરશોજી' એમ તો લગભગ બધીજ કંકોત્રીઓમાં માલમ પડે છે.

*

**સહી દા.**

પહેલાં કંકોત્રીઓ લખાતી તે કુટુંબના વડીલના નામે લખાતી. આજે તો આ મુંબઇ શહેરમાં કુટુંબના વડીલના નામે કંકોત્રી આવી હોય તો કોની કંકોત્રી આવી છે તેની આપણને ભાગ્યેજ ખબર પડે. એટલે, જેમની ઓળખાણ આ શહેરમાં વિશેષ હોય તેઓ સહી દા. કરી પોતાનું નામ છપાવે છે; (કાંઇ હાથે સહી કરી ને લખતા નથી.) તેમ વળી દરેક શુભ કાર્યમાં સાથ આપે એવી તેની પત્ની પણ વર કે કન્યાની માતા, મામી, માસી કે ભાભી કંકોત્રીને બીજે પાને 'સુજ્ઞ બ્હેન'ના સંબોધનથી કંઇ કેટલી લખી વાંચી પણ ન શકે એવી અજ્ઞાન બ્હેનોને બે લીટી લખીને નોતરે છે.

*

**કાર્યક્રમ પ્રમાણે**

સીનેમાના ચોપાનીઆના પાછલા પાના પર જેમ કાર્યક્રમ છપાયો હોય છે તેમ, કંકોત્રીઓમાં પણ હવે કાર્યક્રમ છાપવાની પદ્ધતિ શરૂ થઇ છે, તે ઇચ્છનીય છે. પણ સીનેમાનો કાર્યક્રમ જ્યારે બરાબર સમયસર શરૂ થાય છે ત્યારે આ કાર્યક્રમ કદીયે સમયસર શરૂ થતો નથી એવો મારો જાત અનુભવ છે. બીજાં તો શું પણ મેંજ એક લગ્નમાં એ કાર્યક્રમ સમયસર થયા કરે તેની કાળજી રાખેલી; પણ છેવટનો નિર્ણય ગોરના હાથમાં હોય છે અને અનિયમિત કાર્યક્રમ પાર પાડવાને તેઓ હંમેશ ટેવાયલા હોય છે એટલે આપણે બનીએ છીએ.

*

**મંડપ મુહુર્ત**

જે સમયે મંડપ મુહુર્ત શરૂ થવાનું છે એમ છાપવામાં આવ્યું હોય ત્યારે, માંડ ચાર પાંચ સ્ત્રીઓ લગ્નગીતો ગાતી હોય છે અને એ રીતે એ વીધિ શરૂ થાય એમ બને છે એમ ન બને તો હિંદુ લગ્નવીધિની ખરી મઝાજ ન આવે !

*

**ગ્રહશાંતિ વેળા**

ગ્રહશાંતિમાં પણ પુજા કરવા બેસે તે દંપતીને મગજ-શાંતિની અને ધીરજની ઘણી જરૂર હોય છે. મને લાગે છે કે, એ ગુણો માતાપિતા કેવી સરસ રીતે કેળવી રહ્યાં છે તે વરકન્યા જાણે તે માટેજ કદાચ આટલો બધો વખત આ વીધિમાં લેવામાં આવતો હશે.

*

**ભોજન માટેની પત્રિકા**

પણ કંકોત્રીની લખાવટની વાત પરથી આપણે કાર્યક્રમની વાત પર ઉતરી પડ્યા. કંકોત્રી સાથે હમણા હમણાં, ખોખા જાડા કાગળ પર ભોજનની નિમંત્રણ પત્રિકા પાઠવવાની રૂઢી પણ શરૂ થઇ છે, તે સારી છે. જુના જમાનામાં ગોર બધે ફરી વળીને 'તમારા ઘરમાંના સર્વે જણને ફલાણા શેઠને ત્યાંના જમવાનાં નોતરાં...' એમ કહી જતો, તે કરતાં આ રૂઢી ઠીક લાગે છે.

પણ તે સાથે R. S. V. P. ની માફક જમવા આવનાર, આગળથી જણાવી દે એવી રૂઢી દાખલ થતી હોય તો ઘણો બગાડ થતો બચે.

*

**પ્રવેશપત્ર**

ગુજરાતમાં કોઈક જ્ઞાતિ હજાર બે હજારની હોય છે ત્યાં જમવા આવનારને પાસ આપવામાં આવે છે. તેમને ઘેર નોતરાં તો ગોર દઈ આવે અને જજમાન ગોર સાથે બેઠા હોય; લોકો આવે તેને ગોર ઓળખાવે. જજમાનને ખાત્રી થાય કે એને આપણે ત્યાંથી નોતરૂ ગયું છે ત્યારે તેને પાસ આપવામાં આવે. આમ જ્ઞાતિ જમણમાં પણ પાસની પ્રથા પ્રવેશપત્ર છે, તે વિચિત્ર નથી લાગતું ?



## લગ્નની ભેટસોગાદો

લગ્નની આમંત્રણ પત્રિકા વિષે મેં લખ્યું ત્યારે મને બીજો વિચાર, આ લગનગાળામાં લગ્ન નિમીતે અપાતી અને અપાવી જોઈતી ભેટ સોગાદોનો આવ્યો. જુના જમાનામાં શુકનના રૂપિયાનો 'ચાંદલો' થતો. એણે વ્યહવારનું રૂપ પકડયું અને રૂપિયા બે રૂપિયાના ચાંદલા આપણા સમાજમાં વર્ષો લગી પ્રચલિત રહ્યા. હવે તો, લગ્નની આમંત્રણ પત્રિકા હુંડીરૂપે થઈ ગઈ છેઃ ગામ પરગામે નાતજાત અને સ્વજન સ્નેહીઓ વીખરાઈ જવાથી, જેઓ લગ્નમાં હાજરી આપી શકતા નથી તેઓ પોતાની સામાજીક જવાબદારીનો ખ્યાલ રાખી આ હુંડી સહર્ષ સ્વીકારી લે છે.

*

**ખાસ 'નોવેલ્ટી'**

પણ જે જમાનો ચાલ્યો આવે છે તેમાં આ પ્રથા કદાચ નબળી પડતી જશે એમ લાગે છે. અત્યારથી જ, ઘણે સ્થળે, મિત્રો, પિતરાઇ કે મસીઆઇ ભાઇઓ, કુટુમ્બીજનો, બ્હેનો કે બ્હેનપણીઓ પરણનાર યુવાન કે યુવતિને ભેટો આપે છે. અને 'લગ્ન પ્રસંગે મનપસંદ ભેટ આપવા લાયક, ખાસ 'નોવેલ્ટી' વેચનારની દુકાને જઇ કલાક બે કલાક તો સ્વજન માટે શું લેવું તેના વિચારમાં ગાળે છે.

સોના ચાંદીના ભરેભાર દાગીનાની ભેટની 'ફેશન' ગઇ છે. લેનાર અને આપનાર બન્નેનાં મન એથી રીઝતાં નથી. એટલે નાની ને નકશીદાર, ઉપયોગની અને શોભાની, મનગમતી ને નાજુક ચીજો ભેટ તરીકે અપાય છે. કાંડાનાં ઘડીઆળ ભેટ તરીકે મેળવનાર અનેક ભાગ્યશાળી વરકન્યા હશે; પણ એથીય વિશેષ તો, ફુલદાની કે ચાંદીના પ્યાલા રકાબીની ભેટ, પીન કે કાનબુટ્ટીની જોડ મેળવનારાઓ ઘણાં હશે. એક દંપતી બે વર્ષ પર પરણેલાં, તેમને ચાંદીના બે પ્યાલા રકાબીનો સેટ એક મિત્ર તરફથી ભેટ મળેલો પણ તેમણે હજી તેમાં ચા પીધી નથી.

બીજા એક મિત્રને મેં ચાર વર્ષ પર કોફીનો સેટ ભેટ આપ્યો હતો. થોડાજ દિવસો પર મેં તપાસ કરીઃ ત્યારે તેણે કહ્યુંઃ 'માફ કરજો; અમે એમાં કોફી પીધી નથી; કેમકે મારી પત્નીને કોફી બનાવતાં આવડતી નથી, ને હું કદી બનાવવાનો નથી.

*

**લખવાની સામગ્રી**

એટલે આવી ભેટોનું પાછું આવું થાય છે. મને એક સ્નેહીએ, ચાંદીનો રાઇટીંગ સેટ ભેટ આપેલો તે હજી કબાટમાં

પડ્યો છે. એ ખડિયામાં હું સહી પુરૂં ને એમાંના હોલ્ડરે હું લખું તો પરપોટાનો પરપોટો થઇ જાય! માટે, આસ્તે કદમ, મારો વિચાર તો કોઇ અંગત લેખક મિત્ર પરણવાની ફુરસદ મેળવશે તો તે વેળા એ ભેટ એમની એમ અનામત રીતે તેને પધરાવી દેવાનો છે.

*

**આઈસ્ક્રીમનો સંચો**

એક મોટા કુટુંબના યુવાનને એક મિત્રે આઇસ્ક્રીમ રાખવાના બે સુંદર પ્યાલાની જોડની ભેટ હજી પરમ દિવસે જ આપી છે. એણે કહ્યું: 'હ્હેજતથી બે જણા આઇસ્ક્રીમ તો ખાય.' ભેટ આપનારની ભાવનાને હું વખાણું છું; પણ એણે વિચાર કરવો જોઇએ કે, બારે માસ ઉનાળો રહેતો નથી, ને તે ચાર માસ રહે તેમાંયે દરરોજ ઘરમાં આઇસ્ક્રીમ બને નહિ, ને બને તોય તે બે જણ પુરતું બને નહિં કારણ કે ઘરમાં બીજાંઓ પણ હોય છે.

એનાં કરતાં તો તેણે આઇસ્ક્રીમ બનાવવાનો સંચો જ ભેટ આપ્યો હોત તો ઘણું સારૂં લાગત.

*

**શીવણનો સંચો**

એક કન્યાને શીવણભરતનો ખૂબ શોખ છે. તેને ગયે જ વર્ષે એવી ભેટ મળી છે. ચાર બ્હેનપણીઓએ મળીને તેને સીવવાનો સંચો ભેટ આપ્યો છે; ને બીજી બે બ્હેનપણીઓએ ભરતકામ માટેનો બધો સામાન સોયા, ઉન વગેરેનો સેટ આપ્યો છે.

કન્યાના સાસરીઆઓને આ જરા વિચિત્ર લાગ્યું,

પણ કન્યા એટલી રાજી થઈ કે વાત નહિ. એણે કહ્યું: 'મારૂં મન શામાં રીઝે છે તે મારી બ્હેનપણીઓ જાણે છે તેટલું બીજું કોઈ જાણતું નથી.'



## ચરખાની ભેટ

લગ્ન નિમિત્તે, નવા જમાનાને અનુરુપ ભેટો પણ હવે અપાવા માંડી છે. કન્યાને સાડી બંગડી, પીન વગેરે ને બદલે પાવડર કે કાંસકી બ્રશ રાખવાની પેટીઓ અપાય છે, પર્સ અપાય છે કે ફોટો ફ્રેમ અને લોકેટ પણ અપાય છે. પરંતુ, એક કન્યા ઘરકામમાં પાવરધી ન હતી તેને તેનાં વૃદ્ધ કાકીમાએ, પોતાને નિરૂપયોગી પણ કન્યાને કામ લાગશે એમ માનીને એક મોટી ઘંટી તે સાસરે ગઈ ત્યારે તેની સાથે સહર્ષ ભેટ આપી દીધી. આજે જ્યારે ગ્રામ્યોદ્યોગના વિકાસની વાતો ફરી થવા માંડી છે ત્યારે તે ઘંટી માળિયા પરથી નીચે ઉતારી, તે યુવતિએ હવે દળવા માંડયું છે.

*

**ચરખાની ભેટ**

એવોજ બનાવ, ૧૯૨૨ માં બનેલો. એક ચુસ્ત ગાંધીવાદીએ, પોતાના મિત્રની પુત્રી પરણી ત્યારે તેને આંધ્રની બનાવટનો સરસ ચરખો ભેટ કરેલો. તે ચરખાની કિંમત પણ તે વખતે તો જરા વધારે હતી. 'તારા જેવી સરસ કાંતનારી માટે તો

આજ ભેટ હોય' એમ કહી એમણે એ બ્હેનને આશીષ આપ્યા.

વરસેક લગી એમણે તેના પર કાંત્યુ હશે પછી તો એ ઘરસંસારની ઘરેડમાં પડી ગયાં અને ચરખો એમને એમ રહ્યો.

*

**ગ્રામાફોનની ભેટ**

થોડા જ મહિના પર મુંબઇમાં લગ્ન થયું ત્યારે વરના મિત્રો અને કન્યાની સખીઓએ સાથે મળીને વિચાર કર્યો કે દંપતીને ભેટ શી દેવી? વરના મિત્રોએ ગ્રામોફોનની ભેટ આપવાનું નક્કી કર્યું. કન્યાની સખીઓએ જણાવ્યું કે. 'અમારી બ્હેનપણીને જે જે ગીતો ગમે છે તેની રેકર્ડો અમે એને ભેટ દઇએ.'

છેવટે એ આખો સેટ ભેટ અપાયો. વિધિસર. તે સ્વીકારતાં વરે કહ્યું: 'એક ગ્રામોફોન તો હું લઇ આવ્યો છું; તો પછી તમે બધાં ભેગાં મળીને બીજું શું કામ આપો છો?'.

*

**સ્ટવની ભેટ ભારે પડી**

પુસ્તકોની ભેટ કૅાલેજીયન મિત્રો આપે છે. કેમ જાણે પુસ્તકોજ પરણનાર યુવાનને લગ્નજીવન સફળ કરવામાં સ્હાયભૂત થતાં હોય! પણ જ્યારે એક મિત્રે પોતાના ભાઇબંધને પુસ્તકો રાખવાને નાની અભરાઇ ભેટ કરી ત્યારે ખરેખર તે પ્રશંસા પામી. એવી જ, એક ભેટ, એક કન્યાને મળી. અમદાવાદમાં એક કન્યાનું લગ્ન થયું. તેને પ્રાઇમસ સ્ટવ કોઇએ ભેટ આપ્યો. અહીં, મુંબઇમાં તે સ્ટવ પર ચહા કરતાં તેનાં ભાભી દાઝી ગયાં અને કોરોનરની કોર્ટમાં ખટલો ગયો. 'તમને ગુજરાતીઓને કેટલીવાર કહ્યું કે સ્ટવ વસાવો નહિ;

છાપાઓ વાંચો છો કે નહિં?' સાક્ષીને પૂછવામાં આવ્યું.

'હા સાહેબ, પણ મેં સ્ટવ વસાવ્યો ન હતો....'

પણ તેને કોણ સાંભળે તેમ હતું?

*

**અને લાકડીની ભેટ**

એક ટીખળી મિત્રે એક જાડી નકશીદાર પૉલીશ કરેલી લાકડી મિત્રને લગ્ન પ્રસંગે થોડાજ મહિના પર ભેટ મોકલી. બધી ભેટોમાં આ નવી લાંબી ભેટ જોઈને સઉને નવાઈ લાગી પાર્સલ છોડીને જોતાં જ્યારે લાકડી નીકળી ત્યારે વળી વધુ આશ્ચર્ય ફેલાયું 'તમને તે કામ લાગશે માની આ નમ્ર ભેટ મોકલાવું છું" એમ સાથેની ચીઠીમાં હતું. નવપરિણીત પત્ની તો, પતિને આ ભેટ મોકલનાર મિત્ર પ્રત્યેજ ક્રોધાયમાન થઈ ગઈ. પછી જ્યારે એ મિત્ર દંપતીને મળ્યો ત્યારે તેણે ખુલાસો કર્યો: 'એ ભેટનો ઉપયોગ માત્ર મારા મિત્રેજ કરવાનો નથી, તમે પણ તેનો ઉપયોગ કરી શકો. સંસાર તોજ ચાલશે!'



## ગાલે ગુમડું થયું

નિશાળે ભણવા જવાનું નાપસંદ હોવાથી ઘણા બાલકો જાતજાતનાં બ્હાનાં કાઢે છે. 'તાવ આવ્યો' એમ કહે તો મા બાપ શરીર તપાસે કે થર્માંમીટરથી તાવ માપે એટલે માથું દુઃખવાની કે પેટમાં દુઃખવાની ફરિયાદ

કરવી એ સામાન્ય થઈ પડયું છે.

પરંતુ ઝરીઆમાં એક લુહારના છોકરાએ નિશાળે જવાની જે અજબ યુક્તિ અજમાવી હતી તેવી તો થોડાં જ છોકરાંઓ અજમાવે છે. એક મિત્ર ત્યાંથી એ બનાવ લખી મોકલે છે. તે જણાવે છે કે એ છોકરો જે નિશાળમાં ભણતો હતો 'ત્યાંની ગરમી અસહ્ય લાગી એટલે છટકવાની તરકીબ તેણે શોધી. એણે કપડાના ચીંથરાઓનો નાનો દડો કરીને મોંમાં મૂકયો. ને પછી 'ગાલે ગુંમડું થયું છે' એમ કહેવા લાગ્યો. બે મહિના એ વાતને થઈ ગયા. ધીમે ધીમે વધુને વધુ ડુચા એ મોંમાં નાંખતો ગયો ને છેવટે ગાલ પર નારંગી જેવો આકાર થઈ ગયો.

*

### મોઢું ઉઘાડતો નહિ

એના મા બાપને આથી ચિન્તા ઉપજી. નિશાળમાંથી એને ઉઠાડી લીધો, ને ડોકટરોને બતાવ્યો. અનેક જાતની સારવાર થઈ પણ ગુમડું મટે નહિ. કારણ કે છોકરો મોઢું તો કદી ઉઘાડતો જ નહિ. મોઢું ખોલવાનો કોઈ પ્રયત્ન કરે તો એ 'પીડા થાય છે' કહીને ચીસ પાડી ઉઠતો.

આખરે એને ત્યાંના 'ચાંદસી' દાકતર પાસે લઈ ગયા. એ આવા કેસોની, ઓપરેશન વિના સારવાર કરતો. એણે કેસનો ઇતિહાસ સાંભળી કંઈક ખોટી રમત રમાઈ હોવાની શંકા બતાવી.

*

### બાપાએ સારવાર કરી

દાકતરે છોકરાને પાસે બેસાડયો અને બળજબરીથી એના મોંમાં બે ચીપીઆ નાંખીને કપડાનો દડો તેણે બહાર ખેંચી

કાઢયો. એ જોઈને લોકો આશ્ચર્યચકિત થઈ ગયા. છોકરો પણ દિંગ્મુઢ બની ગયો. 'ગાલમાં કપડાંનો થર શી રીતે જામ્યો હશે?' એ પણ પૂછવા લાગ્યો.

પણ, બધા સમજી ગયા, અને છોકરાની પછી શી હાલત થઈ એ કલ્પી શકાય તેમ છે. એના બાપાએ ગાલ પર બરાબર તમાચા ચોડીને એને કાયમનો આરામ કરી દીધો.

*

**ઘોડાપર બેસીજ ગયો**

બાળકોની બિમારી કે હઠ સામે ઘણીવાર ધાક ધમકીથી કામ લેવું પડે છે. બાલમાનસના અભ્યાસીઓનો એ પ્રત્યેનો તિરસ્કાર જાણીતો છે. પણ ઇંગ્લાડમાં તાજેતરમાં તેમની માન્યતા હઠાવે એવો કિસ્સો બની ગયો. એક જણ એક મોટી દુકાનમાં પોતાના સાત વર્ષના દીકરા સાથે ગયો. ત્યાં વીજળીથી ચાલે એવો નાનો રમકડાનો ઘોડો જોઈ લાડકો દીકરો તેના પર બેસી ગયો. 'બાપા, મને આ આપવો.' છોકરાએ કહ્યું ને ઉમેર્યું 'એના પર બેસીનેજ મારે ઘેર જવું છે.' એમ તે કહે. બાપ ઘણું સમજાવે પણ છોકરો ઘોડા પરથી ઉઠેજ નહિ. દુકાનદાર, તેના ગુમાસ્તા વગેરેએ તેને સમજાવ્યો પણ પેલો ઉઠાવાની ના પાડે. એને ઘોડાપર બેસાડેલો રાખીને ઘેર લઈ પણ શી રીતે જવાય, છેવટે બાલમાનસના ત્રણ પ્રખર અભ્યાસીઓને બોલાવવામાં આવ્યા. તેમણે તેને અનેક લાલચો બતાવી, યુક્તિ પ્રયુક્તિ કરી પણ છોકરો માને નહિં.

*

**કાનમાં કહ્યું?**

છેવટે લશ્કરી દિમાગનો એક કદાવર આદમી ટોળામાંથી

નીકળ્યો, તેણે કહ્યું: 'હું એને નીચે ઉતારી શકીશ' એ પછી તે છોકરા પાસે ગયો. તેના કાનમાં તેણે કંઇક કહ્યું અને મુંગે મોઢે ધીમેથી છોકરો નીચે ઉતરી ગયો. તેણે માત્ર એટલું જ કહ્યું: ' બાપા, ઘેર ચાલો'

બાપે ઘેર જઇ દીકરાને પૂછ્યું કે: ' અલ્યા, પેલાએ તને શું કહ્યું કે તું તરત નીચે ઉતરી પડયો ?'

'મને એણે સખ્તાઇથી કહ્યું કે,' દીકરાએ જવાબ દીધો, ' એકદમ નીચે ઉતરી જા નહિ તો બે ચાર તમાચા ચોડી દઇશ.'



## આપણા વેપારીઓ

આ સંસારજ જુઠો છે અને સંસારનો વ્યવહાર જુઠાણા પર રચાયલો છે. જો બધાં જ પરમ સત્યવાદી થઇ જાય તો સંસાર વ્યવહાર ચાલે નહિ. ધંધો પ્રમાણીકપણે કરનારાઓ પણ જો લગીર જુઠું ન બોલે તો તેમનો ધંધો ચાલે નહિ. એટલે તો, 'બધી દવાઓ વાપરીને ત્રાસી ગયા હો, કંટાળી ગયા હો તો આ વાપરો. તરત આરામ થશે' એવાં હેન્ડબીલ દવાવાળા છપાવે છે.

*

**ઘણો ટકાઉ માલ**

અને હોઝીયરી ખરીદવા તમે નીકળ્યા હો ત્યારે કોઇ

વેપારીએ તમને એમ કહ્યું સાંભળ્યું છે કે: 'નહિ શેઠ, આ વાપરવા જેવો માલ નથી. તરત ફાટી જશે' ઉલટું વ્હોરો વેપારી એમ કહેશે કે ગંજીફરાકમાં આ નવો જર્મન માલ છે. હમણાંજ બાકસ ખોલ્યું છે. ઘણો ટકાઉ માલ છે. ગયા વરસનું મને હજી સુધી ચાલે છે.'

*

**'આ થઈ રહી'**

બધાંજ ક્ષેત્રમાં એમ છે. રવીવારે સવારે વાળ કપાવવા માટે, અર્ધા કલાકથી હજામની રાહ જોતા ઉભા રહો અને એ આવે ને તમે બોલાવો તો કહેશે: 'જરા તીકડે જાઉન ચેતો' તે પાછો દેખાય નહિ. તમે સૈલુનમાં જાઓ તોયે ત્યાં કોઇની દાઢી કરનાર હજામ કહેશે: 'જરા બેસો, આ થઇ રહી.' એણે તરતની દાઢી શરૂ કરી હોય છતાં 'થઇ રહી' એવું જુઠાણું બોલવામાં તેને શી મઝા આવતી હશે?

*

**'પ્હેરતાં ખુલી જશે'**

એક બુટવાળાની દુકાને હું ગયો હતો. ત્યાં એક ઘરાક આવ્યો. તેને માટે બુટ કાઢવામાં આવ્યા, તે પગે બેસાડયા પછી ઘરાકે કહ્યું: 'જરા સખત લાગે છે' મોચીએ જવાબ દીધો: 'કાંઇ વાંધો નહિ; એ ચાર દિવસમાં પ્હેરતાં ખુલી જશે'

અને તરત બીજા ઘરાકને, બુટ સ્હેજ ઢીલા પડતાં તેણે જણાવ્યું: 'ઢીલા લાગે છે? એવા તો જોઇએ. પગમાં સખત બુટ રાખવા કામના નહિં'

*

## ' જરાય નહિ દુઃખે '

'ધીરજ રાખો, જરાય દુઃખશે નહિ,' એમ કહી દાંતના જાણીતા દાકતરને, મારાં મામીનો દાંત ખેંચતાં જુઠું બોલવાની શી જરૂર હતી? કહેનાર અને સાંભળનાર બન્ને જાણતાં હતાં કે દાંત કાઢતાં દુખ્યા વિના રહે નહિ. એજ રીતે, રેડીઓનો કાર્યક્રમ જાહેર કરનાર 'હવે, ઘણોજ મનોરંજક કાર્યક્રમ તમારી સમક્ષ રજૂ થશે' એમ જણાવી, જુઠાણાની દુનિયામાં કેમ ઘસડાતો હશે?

*

## માતાનો વચનભંગ

પણ માનવ સ્વભાવજ એવો છે: માતા પોતાના બાળક પાસે કે પુત્ર પિતા પાસે પણ એવું અસત્ય બોલે છે. 'ભાઇને ચાંદલીયો રમવાને આપું...લા...લા' કહી બાળકને ચાંદો આપવાની ખાત્રી આપી માતા તેને રોજ છેતરે છે તેમ વળી એ બાળક પાંચ વર્ષનો થાય ત્યાં લગી ટ્રેનની મુસાફરીમાં કંઇ કેટલીવાર તે એકઝામીનરને કહે છે: 'મારો દીકરો હજી ત્રણ વર્ષનો નથી થયો'

*

## ધારાશાસ્ત્રીઓ

કોઇ ખૂનના આરોપસરના મુકદમામાં ફરિયાદ પક્ષનો ધારાશાસ્ત્રી છેવટે એમ જણાવે છે કે, 'એનો ગુન્હો ચોકખો પૂરવાર થયો છે; એની વિગત જાણી મને કમકમા આવે છે.'

અને બચાવ પક્ષનો ધારાશાસ્ત્રી જણાવે છે કે 'જુરીના ગૃહસ્થો, તમારી જગ્યાએ હું હોઉં તો આરોપી નિર્દોષ છે એની ખાત્રી મને થયા વિના રહે ખરી!'

આવા એક કિસ્સામાં એક સાક્ષીએ બહુ સરસ જવાબ આપેલો. ન્યાયધીશે તેને પૂછ્યું કેઃ 'તું બોલે છે તે સાચું છે?' 'હા, સાહેબ, તદ્દન સાચું' સાક્ષીએ કહ્યુંઃ 'હું કાંઇ વકીલ નથી.'



## ભળતા નંબરની પંચાત

રોંગ નંબર પ્લીઝ!

વરસાદને લીધે ટેલીફોનનાં દોરડાંઓ બરાબર નથી તેથી કે કોણ જાણે કેમ ટેલીફોન કરતાં ખોટા નંબરો હમણાં હમણાં ઘણી વાર આવતા જણાય છે. કોઇ પારકો માણસ ટેલીફોનમાં બોલતો હોય કે આપણે ન ઓળખીએ એવા આદમીને ટેલીફોન પર બોલાવતો હોય ત્યારે આપણને નવાઇ લાગે છે; પણ તે વખતે મગજ ન ગુમાવતાં, શાંતિથી અને ધીરજથી 'નંબર ખોટો છે' એમ જણાવી દેવાની ટેવ આપણામાંનાં ઘણાંએ પાડી નથી. અને તેથી. ખોટો નંબર જોડાઇ જતાં કે ખોટો નંબર આવતાં આપણામાંથી ઘણા ઉશ્કેરાઇ જાય છે કે ઠઠ્ઠા કરવા પ્રેરાય છે.

*

### જવાબ ગીતમાં આપ્યો

એવો એક અનુભવ મને ગઇ કાલે થયો. મેં ટેલીફોન કર્યો મથુરભાઇને. પણ સામેથી કોઇક બોલ્યું તે મથુરભાઇ તો

નહોતા. 'મથુરભાઇને બોલાવશો ?' મેં કહ્યું.

'અરે ભાઇ નંબર ખોટો છે, મથુરીઓ મળે અહીં ક્યાંથી ?'

એમ, કાંઇક ગીતનો અવાજ સામેથી આવ્યો, તે હું સાંભળું ત્યાં તો બીજી લીટીઓ ગવાઇ:

'અહીં તો મારો ફોટો છે, મૂકી દે ટેલીફોન ત્યાંથી !

હાં...આ...'

હું તો આભોજ બન્યો.

'નંબર ખોટો હોય તો, ધીમેથી કહી દો; તેમાં લટકાથી ગાઓ છો શું કરવા ?' મારાથી કહી દેવાયું તેના જવાબમાં આમ સાંભળ્યું:

'અમે તો નાટકોવાળા,
    અમારે રોજ ગાવાનું,
પડેલી ટેવ ટળતી ના......'

પણ મેં ટેલીફોન મૂકી દીધો.

*

'કાય વાઈશ ? મી રાધા...'

આમ ખોટો નંબર મળવાથી ગીતો સાંભળવાનાં મળતાં હોય તો તો ઠીક; પણ ગાળો દેનારાય હલકટ આદમીઓ હોય છે.

ખોટા નંબરો જોડાવાથી, આપણે ધારીએ તે કરતાં જુદું જ કાંઇ બોલતું જણાય ત્યારે આશ્ચર્ય થાય છે. એક વાર મી૦ વાઇલ્સને એક મિત્રે ઉતાવળમાં ટેલીફોન કર્યો. સામેથી 'ઇકડે નાહિ, છી: છી: વાઇશ વાઇશ? કાય વાઇશ? હાં હલાવ...હાં હલાવ. મી રાધા? વાઇશ? કાય વાઇશ?' એમ સંભળાયું ત્યારે

વાઇલ્સ ઓચિંતો ગ્રીરૂપમાં બદલાઇ ગયો ને હિંદુ ધર્મ ધારણ કરી દક્ષિણી સાથે પરણી ગયો ને અંગ્રેજી ભાષા ભૂલી ગયો કે શું એવી શંકા પડી.

*

**'દાકતરને મોકલ્યો ?'**

એક સન્નારીનો નાનો પુત્ર બીમાર હતો; તેણે પોતાના પતિને કહેલું કે ટેલીફોન કરીને આપણા મિત્ર દાક્તરને ઘેર આવી જવા કહેજો. પણ, સમયસર દાક્તર આવ્યા નહિ એટલે એણે પતિને પૂછવા ટેલીફોન કર્યો.

'કેમ, પછી એને મોકલાવ્યો કે નહિ?' પણ ટેલીફોન બીજાજ નંબરે જોડાઇ ગયો. કોઇની પત્નીએ મોતીના દાગીના લેવા મહેતાજીને મોકલવા પતિને કહ્યું હશે. એ પતિ પાસે એ ટેલીફોનની ઘંટડી વાગી. તેણે જવાબ દીધો 'નારે, એ પાજી તો કહે છે પાંચસો રૂપિયા!'

*

**એ નહિ તો બીજા ઘણા છે**

'અરે પણ આપણે એની જરૂર હતી તે તો તમે જાણો છો. બીજી ત્રીજી વાત પછી કરવા કહેતું હતું ને!'

'પણ મૂરખી તું સમજે નહિ, એ નંગ ન લાવ્યો તો શું થયું, બીજાં ઘણાંય છે.'

'અરે, તમે દાક્તરને નંગ કહો છો? ને એ ન આવ્યો તો બીજાં ઘણાં છે એમ?'

'હું કયાં દાક્તરની વાત કરૂં છું!'

'અરે, તમારૂં મગજ ખસી ગયું કે? હાય, હાય, આવા

ભૂલકણા ક્યાંથી ?'

'હું ભૂલી નથી ગયો, તારી વાત મને યાદ છે. પણ ઉતાવળે આંબા ન પાકે, તપાસ કરું છું.'

'શાની તપાસ ?'

'દાગીનાની.'

ને વહુએ માન્યું કે પતિનું મગજ ખસી ગયું છે. પણ એટલામાં દાકતર આવ્યો, ને ફરીથી ટેલીફોન કર્યો ત્યારે સત્ય વસ્તુ જણાઈ.



## કડકાબાલુસનું ઓળખાણ

લાંબો પ્રવાસ ખેડતી આગગાડી ઝડપભેર ચાલતી હતી. ત્રીજા વર્ગના એક ડબ્બામાં બે મુસાફરો હતા. છ સાત કલાકથી તેઓ સાથે હતા છતાં એમાંથી એક પણ બોલતું નહોતું. એમાંનો એક વૃદ્ધ જેવો હતો; તે પલાંઠી મારી શાંતિથી બીડી પીતાં તીરછી નજરથી પોતાના સાથી પ્રવાસીને–વીસ બાવીસ વર્ષના એક જુવાનને નીહાળતો હતો.

જુવાન પ્રવાસી ચપળ જણાતો: પણ કોઈની સાથે વાત કરવાની તેને ઇંતિજારી ન હતી. સાથી પ્રવાસી સાથે કેમ વાત શરૂ કરવી તે તે સમજી શક્યો નહિ.

*

**ત્રણ વાર પૂછ્યું તોયે**

જેમ તેમ હિંમત ભેગી કરી તેણે બોડીદારને પૂછ્યું: ‘કેટલા વાગ્યા, કહેશો?’

પણ વૃધ્ધે ઘડિયાળ કાઢયું નહિ, તેમ તેણે જવાબ પણ દીધો નહિ.

‘કેટલા વાગ્યા છે, કહેશો?’ ફરી વાર એજ પ્રશ્ન, સ્હેજ મોટા અવાજે તેણે પૂછયો પણ વર્તમાનપત્ર વાંચવામાં તલ્લીન હોય તેવો ડોળ પેલા વૃધ્ધે કર્યો.

પાંચ મીનીટ વધુ વીતી. જુવાન અધીરો બન્યો: તેણે ફરીવાર પ્રયત્ન કર્યો ને પૂછ્યું: ‘કેટલા વાગ્યા છે, કહી શકશો?’

*

**સંબંધ કેમ બંધાય?**

‘જો ભાઇ,’ પેલા ડોસાએ કહ્યું: ‘ખોટું ના લગાડીશ. કેટલા વાગ્યા એ પ્રશ્ન તું પૂછે, ને હું જવાબ ન આપું એવો હું છેક અવિવેકી નથી. કાઇ ન હોય. પણ તારી જોડે વાત નહિ કરવાનું કે તને જવાબ નહિ આપવાનું કારણ બીજું જ છે.’

‘શું?’ કહી જુવાન, ડોસાની વાત સાંભળવા આતુર બન્યો.

‘હું તને ટાઇમ કહું એટલે તું બીજી કોઇ વાત ઉપાડે: આપણે સામસામા એકમેકના ધંધાની, નાત જાતની વાતો કરીએ. પછી વખતે આવતે સ્ટેશને તું ચા પીવા ઉતરે, ને મને ચા લેવાનો આગ્રહ કરે.

‘એમાં કાંઇ ખોટું નથી. પણ એ રીતે સંબંધ બંધાય એટલે, મુંબઇ આવે ત્યારે તું ગાડી કરે અને મને તેમાં બેસ-

વાનું કહેઃ મારે ઘેર મૂકીને તું જાય ત્યારે 'આવજો, ફરી કોઈ વાર મળજો' એમ મારે કહેવું પડે.

*

**સંબંધ વધ્યા પછી**

'એમાં કાંઈ ખોટું નથી પણ ધારો કે માત્ર વિવેક ખાતર મેં કરેલી વિનંતિ 'ફરી કોઈ વાર મળજો' ની વિનંતિ અનુસાર તું મારે ઘેર આવ્યો, પછી હું તારે ઘરે આવું: એમ આપણી વચ્ચે અવરજવર શરૂ થઈ, ને સંબંધ વધ્યો...

'એ રીતે સંબંધ વધે તેમાંયે ખોટું નથી. 'ઓળખાણ એ મોટી ખાણ છે, એ ખરું. પણ, તું મારે ત્યાં આવે ત્યારે માત્ર મારી સાથેજ કાંઈ વાત કરીને બેસી રહે નહિ. પરણાવવા જેવી એક મોટી પુત્રી–મારી એકની એક પુત્રી મારે ત્યાં છે તેની સાથે પણ તું વાતો કરે'

*

**એને લગ્ન કરવાં હોય તો**

'એમાંયે ખોટું નથી. ઓળખીતાઓ એકમેક સાથે સ્વાભાવીક રીતેજ વાતચીત કરે પણ ધારો કે, એમ વાતો કરતાં વારંવારના મેળાપમાંથી તમારી બેની વચ્ચે ગાઢ પરીચય થાય અને તેમાંથી બેને પ્રેમ થાય અને ના, ના તમે બે ભાગી જાઓ એમ હું કહેતો નથી પણ તમે બે લગ્ન કરવાના નિશ્ચય પર આવી જાઓ.'

*

**ઘડિયાળ પણ નથી, તેને?**

'હું છેક જૂના જમાનાનો રૂઢીચુસ્ત નથી કે આ રીતે

તમારી એ વચ્ચે થતા પ્રેમલગ્નને તિરસ્કારી કાઢું. કન્યા પરણાવવા લાયક છે, ને પરણાવવાની છે.

'પણ તું લગ્નની માંગણી કરે ત્યારે, આજે જેની પાસે સમય જોવા માટે કાંડાનું ઘડિયાળ પણ નથી તેવા કડકા બાલુસને હું મારી કન્યા શી રીતે પરણાવું?

'ખોટું ના લગાડતો, ભાઇ; પણ 'કેટલા વાગ્યા છે?' એમ તેં હમણાં વારંવાર પૂછ્યું ને મેં જવાબ ન દીધો તેનું મૂળ કારણ આ છે.'



## મોટાં તંત્રોની પીડા

એકવાર લાખોની લેવડદેવડ કરતી એક મોટી પેઢીના સંચાલકે પોતાની પેઢીના મેનેજરને કહ્યું કે 'ફલાણાને પૂછાવોને કે 'કેટલો હિસાબ બાકી છે?' એ સંચાલકને એક કલાક પછી બહાર જવાનું હતુ ને તે દરમ્યાન જવાબ જોઇતો હતો. મેનેજરે એના એસીસ્ટંટ મેનેજરને કહ્યું કે, 'પેલાને તાકીદે ચીઠી મોકલી હિસાબ મંગાવો. જરા જલ્દી કરજો; શેઠને બ્હારગામ જવું છે' એસીસ્ટંટ મેનેજરે પોતાના હેડકલાર્કને કહ્યું કે, 'હિસાબ મંગાવો શેઠને બ્હારગામ જવું છે' હેડ કલાર્ક એના એક કલાર્કની શોધમાં પડ્યો; પણ કલાર્ક કાંઇ બ્હાર ગયો હશે તેને આવતાં વાર થઇ. એ આવ્યો

એટલે હેડ કલાર્કે એને કહ્યું કે: 'પેલા પાસેથી જલ્દી હિસાબ લાવો, શેઠને બ્હારગામ જવું છે.'

*

**જવાબ આવ્યો ત્યારે**

પણ કલાર્ક, બહાર જતા આવતા ગુમાસ્તાની શોધમાં પડયો; એ આવ્યો એટલે ગુમાસ્તાને કહેવામાં આવ્યું. ગુમાસ્તાએ ઓફીસના સિપાઇને કહ્યું કે પેલા પાસે હિસાબ લઇ આવ, શેઠને બ્હારગામ જવું છે. સિપાઇ બ્હાર ગયો, દરમ્યાનમાં તપાસ તો થયાં જ કરતી હતી, પણ 'ધરવી ધીરજ અંતરે ધીર પુરૂષનું કામ' એ કવિતાનો ઉપદેશ અપાતો હતો. સિપાઇ જ્યારે જવાબ લાવ્યો ત્યારે તેણે કહ્યું; 'ત્યાંચા પત્તા નાય, આજ ઓફીસાત ચેલા નાય' એ જવાબ, કહેવાની જરૂર નથી કે, પગથીઆં વટાવતાં વટાવતાં, મેનેજરે પોતાની પેઢીના સંચાલકને કહ્યો.

*

**સરકારી કચેરીમાંથી**

આ પ્રથા સરકારી કચેરીમાંથી ચાલતી આવે છે. ગયા વર્ષના મે માસમાં, એક ખાસ અધિકારીને એવી વિનંતિ કરવામાં આવી હતી કે: વસ્તીમાંથી સરેરાશ દારૂડિયા કેટલા છે તે વિષે માહિતી આપશો.

*

**અધિકારી પાસેથી કોને ગઇ?**

એ પત્ર ખાસ અધિકારીના અંગત મંત્રીએ ખોલ્યો; ને ખાસ અધિકારીએ પોતાના એસીસ્ટન્ટને એક ચીઠી લખી; તે

આ મુજબ હતી: 'સરેરાશ દારૂડિયા કેટલા હશે તે જણાવશો.' એસીસ્ટન્ટે વળી પોતાના એસીસ્ટન્ટને એ ચીઠ્ઠી પર લાલ સહીથી શેરો કરી જણાવ્યું કે: 'જોઈતી માહિતી મને મોકલશો' એ એસીસ્ટન્ટે જકાત ખાતાના સુપ્રીન્ટેન્ડન્ટને એ પત્ર મોકલીને ઉપર લખ્યું કે: 'આ સંબંધમાં ઘટતું કરશો.'

*

### ક્લાર્કે જવાબ આપ્યો

જકાત ખાતાના સુપ્રીન્ટેન્ડન્ટ દેખરેખ રાખે કે આ માહીતી ભેગી કરે? એટલે એમણે પોતાના હેડ કલાર્કને લખ્યું 'આ વિષે માહિતી આપશો' હેડ કલાર્કે દારૂ વિભાગના કલાર્કને જણાવ્યું કે 'આ કાગળ પર તાકીદે ધ્યાન આપી ઘટતું કરશો.' આખરે કલાર્કે એ સંબંધી ઘટતું પગલું ભર્યું: ને તેણે એ કાગળ પર બદામી રંગની કાપલી ચોઢી લખ્યું કે: 'કયા પ્રાંત, શહેર કે ગામડામાં દારૂડિયાઓની સરેરાશ વિષેની માહિતી જોઈએ છે તે જણાવશો.'

*

### બંગાળ વિષે માહિતી

કલાર્કનો જવાબ હેડ કલાર્ક પર ગયો: ને આવ્યો તે રીતે જ હેડ કલાર્કે સુપ્રિન્ટેન્ડન્ટ પર, સુપ્રિન્ટેન્ડન્ટે ખાસ અધિકારીના ડેપ્યુટી એસીસ્ટન્ટ પર, ડેપ્યુટીએ એસીસ્ટંટ પર અને એસીસ્ટંટે અધિકારી પર એનો એ પ્રશ્ન પૂછાવ્યો: આખરે ખાસ અધિકારીએ પાછું એસીસ્ટન્ટને જણાવ્યું કે: 'જેમણે એ માહિતી માગી છે તેનો પત્ર ખુલાસાવાર નથી. છતાં મને એમ લાગે છે કે, બંગાળ પ્રાંત વિષે એ માહિતીની જરૂર છે.'

*

**કયા વર્ષના આંકડા ?**

ફરી પાછો યંત્રવત એ પત્ર ઉતરતા દરજ્જાના એક પછી એક માણસો પાસે ગયો. પણ કલાર્ક માથાભારે હતો: એણે પાછું પૂછાવ્યું કે: 'કયા વર્ષના આંકડા જોઇએ; અને વળી, સરકારી યાદીમાં નોંધાયા હોય તેટલાજ કે તે પછી વધેલા હોય તે બધાંની માહિતી જોઇએ ?'



## કયો સાબુ ?

'સાબુ થઇ રહ્યો છે. લેતા આવજો' એમ સવારે, ઓફીસે જતાં મને કહેવામાં આવ્યું ત્યારથીજ હું સમજી ગયો કે સાંજે સૌથી પહેલાં સાબુનું પાકીટ બતાવવું પડશે. એટલે બજારમાં ગયો સાબુ લેવાના એક માત્ર આશયથી.

ઠઠારાવાળી એક સારી દુકાને ગયો ને મેં કહ્યું: 'મને સાબુ આપો'

'પણ ફૂલછાપ સાબુ કે બીજો કોઇ? ધોવાનો કે ન્હાવાનો ? દવાનો કે ઓરડા સાફ કરવાનો ? કુમાશવાળો કે સખત ? રંગવાનો કે દાઢી કરવાનો ?......'

*

**સાબુના જુદાજુદા પ્રકાર**

એ તો બોલ્યે ગયો. ને હું તેની સામે સ્તબ્ધ બનીને જોઇ રહ્યો. કઇ જાતનો સાબુ જોઇએ છે એ જેટલી ઉતાવળમાં

હું પૂછવાનું ભુલી ગયો હતો તેટલી ઉતાવળ કરીને દશ માઇલ જઇને પાછું પુછાય નહિ. પણ ઇશ્વરે આપેલી સામાન્ય બુદ્ધિનો ઉપયોગ કરી મેં કહ્યું: 'ન્હાવાનોજ, એમાં પૂછો છો શું ?'

'કયો આપું ગોદરેજ કે પીઅર્સ, જેસ્મીઇન કે વાયોલેટ, સુખડનો કે લવંડરનો, બદામનો કે માખણનો, વીંડસર કે ટર્કીશ? તમારે જોઇએ તો આ બાજુ ફ્રેન્ચ બનાવટના સાબુ છે, તે પણ મઝાના છે. કોકડોર, કેરેસી, દ પ્લેઝર, એકસલ-સીયોર, નેપોલીઅન, જોઇ દ બેન, પોમ્પાદોર, શેવેલીયે.'

*

**સુખડના સાબુ**

'ઝેકોસ્લોવેકીઆની બનાવટનો કોઇ હોય તો તે આપો' મુંઝાઇ પડ્યાથી મેં કહ્યું. 'તે તો, સાહેબ, ખલાસ થઇ ગયો મોટો સ્ટોક હતો; પણ એક જર્મન દાકતર બધોજ સ્ટોક લઇ ગયા.'

'ત્યારે સુખડનો સાબુ આપો.'

'કયો જોઇએ? માઇસોરનો કે જેસોરનો, કેરાલા કે બંગાળનો, હૈદરાબાદનો કે હીંગણઘાટનો, કોંગોનો કે જમઇકાનો કે નાયગરાનો?' ફરી પાછી પ્રશ્નાવલી થઇ ને હું મુંઝાયો.

'માઇસોરમાં દમનનીતિ છે માટે તેના માલને ઉત્તેજન ન દેવું, જેસોરમાં મહાસભાવાદી તંત્ર નથી, કેરાલામાંથી કમલાદેવીને પાછાં કાઢ્યાં હતાં, હૈદ્રાબાદમાં પણ કડક કાયદા થયા છે, જમઇકા પરદેશ કહેવાય' એમ વિચાર કર્યો.

*

**કયો નંબર જોઇએ ?**

ત્યાં, એ સ્ટોરનો એક મહેતાજી બોલ્યો: 'મને લાગે છે

કે એમને ધોવાનો સાબુ જોઈએ છે; સનલાઇટ આપો.'

મને ચીઢ ચઢી 'મેં કહ્યું; મુનલાઇટ છે ?'

'અરે હા રે, મુનલાઇટ, સ્ટારલાઇટ, પ્લેનેટ લાઇટ, નં. ૧૦૫, નં. ૪૬૦૭, નં. ૮૮૮.'

મને નવાઈ લાગી. પોલીસ કૉન્સ્ટેબલોની માફક સાબુને પણ નંબર અપાય છે, એ જોઈને મેં કહ્યું; 'મને જોઈએ બબલ લાઇટ નં. ૨૨૦૫૭.'

તેમણે કહ્યું. 'તે તો નથીઃ પણ એના કરતાં બીજા લઈ જાઓ, સાહેબ. મઝાનાં છે.'

'જુઓ આ વાંદરા છાપ, ઉંટ છાપ, કુકડા છાપ, વાઘ છાપ, સિંહ છાપ, નાગ છાપ, સાબુ સારા છે.'

*

નેતા છાપના સાબુ

'પણ એ તો બધા પરદેશી છે; કોઈ સ્વદેશી જોઈએ.'

'સ્વદેશી પણ છે' વેપારીએ જવાબ દીધો 'ગાંધી છાપ, નહેરૂ છાપ, સરદાર છાપ, નરીમાન છાપ, ખરે છાપ.'

'સુભાષ બોઝ છાપ છે ?' મેં પૂછ્યું ને તેમણે કહ્યુંઃ 'તૈયાર નથી; એ માસ પછી મળશે. પણ રાજેન્દ્ર છાપ, રાજાજી છાપ, ગફારખાન છાપ, સરોજીની છાપ વગેરે છે.'

મને લાગ્યું કે આ નેતા છાપવાળો સાબુ પણ ઠીક નહિ. એટલે હું સાબુ લીધા વિનાજ ઘેર ગયો.

ને મેં કહ્યુંઃ 'કયો સાબુ મંગાવ્યો હતો ? ન્હાવાનો કે ધોવાનો ?'

'કેમ વળી, જે સાબુનું પાણી કરી તેમાંથી પરપોટા ઉડાવો છો તે સાબુ' મને જવબ મળ્યો.



## ભાત ભાતનાં નામ

માણસના ધંધા રોજગાર પરથી કે તેના કુટુમ્બ, કુળ, ન્યાત, જાત કે ગામ પરથી નામ પાડવામાં આવે છે તેમ ફળ, ફૂલ, ઝાડ, જંગલ, જમીન, ખેતર પરથી પણ નામ પાડવામાં આવે છે તેમ વળી વિવિધ રંગને પણ ધ્યાનમાં રાખીને નામ પાડવામાં આવે છે. આ પ્રથા માત્ર ગુજરાતમાંજ છે એમ નહિ, હિન્દના બીજા પ્રાંતોમાં અને ઇંગ્લાંડ અમેરિકામાં પણ છે. દાખલા તરીકે, આપણે ત્યાં ધોળાભાઇ, કાળાભાઇ, લીલાભાઇ કે લાલભાઇ એવા નામો હોય છે તે પ્રમાણે બીજી ભાષાઓમાં અને બીજા પ્રાંતોમાં પણ હોય છે.

*

**હીરવે અને કાળે**

દક્ષિણમાં મરાઠી અટકોમાં એવાં નામો ઘણાં જડે છે. એમાં તો અટકમાંજ રંગની છાયા દેખાય છે. ગોરે, પાંઢરે ઢવળે, તાંબડે, હીરવે, કાળે, એ અટકો રંગ પરથીજ લેવામાં આવી છે એમ સ્પષ્ટ માલમ પડે છે. બંગાળમાં પણ નીલ રંજન, રંગલાલ એવાં નામો નજરે પડે છે. અંગ્રેજીમાં જોશો તો ગ્રીન, વ્હાઇટ, રેડ, બ્લેક, ઓરેન્જ એવાં નામો ઘણાં મળશે. વ્હાઇટવોશ જેવાં નામો પણ મળી આવ્યા છે.

*

**નદીઓ પરથી નામ**

નદીઓના નામ પરથી માણસનાં નામ પાડવાની પ્રથા

હિંદમાંજ છે એમ નથી, બીજે પણ છે. આપણે ત્યાં ગંગાપ્રસાદ, જમનાલાલ, તાપીશંકર, મહિપતરામ, સરયુપ્રસાદ, ગોમતીલાલ વગેરે નામો પડેલાં જણ્યામાં છે. તેજ પ્રમાણે નદી પરથી થેમ્સ, સીન, સરપન્ટાઇન એવાં નામો અંગ્રેજીમાં છે. ડુંગરો પરથી કલીક, રોક, હીલ એવાં નામો પણ અંગ્રેજીમાં પડેલાં છે. આપણે ત્યાં માણસ લાંબો ટુંકો હોય તો તે પરથી નામ પડેલાં જણ્યામાં નથી પણ અંગ્રેજીમાં તો મી૰ લોંગ અને મી૰ શોર્ટ એવાં નામો પ્રચલિત છે એટલુંજ નહિ પણ, લોંગમોર, લોંગફેલો એવાં પણ નામ છે.

*

કાણે અને બહીરે

કુદરતી ખોડખાંપણ હોય તો તે પરથી નામની અટક પાડવામાં આવે અને તે વંશપરંપરાગત પ્રચલિત બને એવું આપણે ત્યાં બનતું હોય એમ લાગતું નથી. પરંતુ મરાઠી સમાજમાં એવાં નામો ઘણાં છે. ડોળે, કાણે, બહીરે, લહાણે, તાળકે વગેરે નામો એમાં હોય છે. આપણે ત્યાં ડાહ્યાભાઇ કે ડાહ્યાલાલ હોય છે તેમ એ સમાજમાં શાહાણે અટક એજ અર્થમાં વપરાય છે. આપણે ત્યાં ડાહ્યામાં ડાહ્યા માણસનું નામ ગાંડાલાલ હોય એમ બને છે. એ કુટુંબમાં કે ન્યાતમાં કોઇક પૂર્વજ ગાંડો હોય અને તેથી એવું નામ પાડવાની પ્રથા હોય છે એટલુંજ. સારાભાઇ નામ હોય છે તેમ દક્ષિણી સમાજમાં 'ખરે' અટક હોય છે. બધાંજ ખરે, ખરા હોતા નથી કોઇક ખોટા પણ હોય છે. એક નામચીન દાખલો તો આપણા સૌના ધ્યાનમાં પણ છે.

*

### ગોડસે અને કડુ

માણસના સ્વભાવ પરથી એટલે કે ડાહ્યા, ગાંડાં કે સારાં નરસાં પરથી જેમ આપણે ત્યાં નામ પડે છે તેમ દક્ષિણી સમાજમાં એવી અટકો ઘણી છે. સંત, વિચારે, ખોટે (જેમ ખરે તેમ ખોટે પણ હોયને?) ચોરઘોડે (એટલે કે સાદો) ટોનપે (એટલે કે અણઘડ) વી૦

વળી જેમ આપણે ત્યાં મીઠાલાલ હોય તેમ એ સમાજમાં પણ ગોડસે અટક હોય છે. આપણે ત્યાં કડવાલાલ નામ સાંભળ્યું નથી પણ એમનામાં કડુ અટકનાં ઘણાં હોય છે.

પશુધન સાથે સદૈવ સહવાસ રાખતા માણસો એમના નામ પરથી સ્ત્રી પુરૂષોનાં નામ પાડે છે એ આપણે ત્યાં ખાસ કરીને પાટીદાર, રજપુત કે વાઘેર કોમમાં જણાય છે તેજ પ્રમાણે બીજા સમાજમાં પણ છે.

*

### કેસરીચંદ કે વાઘજીભાઈ

જીવજંતુ કે જનાવરો પરથી નામ પાડવાની પ્રથા આપણા ગુજરાત કાઠીઆવાડમાં તો ઠીક ઠીક પ્રચલિત છે. કેસરીચંદ કે વાઘજીભાઇ જેવાં ભારેખમ નામજ નહિ પણ મરઘાભાઇ, પોપટલાલ જેવાં નામો પણ સારી પેઠે જાણીતાં છે. નાગર કોમમાં રાજદરબારમાં શોભે એવા હાથી, ઘોડા નામને છેડે અટકરૂપે રજુ થાયછે, તેની સામે વળી કીડી, મંકોડી, માંકડ અને મચ્છરની પણ અટક હોય છે.

*

### એ બે મિત્ર હતા

હું બે માણસોને ઓળખતો હતો. તેમાંના એક શરીરે સાવ દુબળા પાતળા હતા તેમ છતાં તેમની અટક હાથી હતી, અને બીજા પડછંદ કાયાના હતા છતાં તેમની અટક મચ્છર હતી; ખૂબીની વાત તો એ હતી કે એ હાથી અને મચ્છર બે જીગરજાન દોસ્તો હતા.

સિંહ નામ શીખો, રજપુતો વગેરેમાં હોય છે–અટક રૂપે કે નામ રૂપે.

*

### ગાઢવે અને ગજકર્ણ

ગર્દભ એવું નામ આપણે ત્યાં હોતું નથી. કોને ખબર જેમ સમાજમાં ગધેડાને ભારે અન્યાય થયો છે તેમ નામો પાડવામાં પણ કીડી, મંકોડીનો ઉલ્લેખ થાય છે પણ આ લંબકર્ણનો ઉપયોગ થતો નથી. મરાઠી સમાજમાં તો ગાઢવે એવી અટક હોય છે. લંબકર્ણ પરથી ગજકર્ણ (હાથીકાનો) સાંભરે છે. એ અટક પણ દક્ષિણી સમાજમાં માલમ પડે છે.

*

### સસલું ગરૂડ કીડો

એ સમાજમાં લાંડગે (વરૂ) કોલ્હે, હરણે એવી અટકો હોય છે એટલું જ નહિ પણ સાસે (સસલું) સાંઢ, ટટ્ટુ, કુકરે, મોરે અને ગરૂડ જેવી અટકો પણ હોય છે. અને જે અટક નવાઈ ભરી લાગે તે કીડે અટક પણ તેમાં હોય છે.

*

### ગુપચુપ અને પંગુ

થોડી વિચિત્ર અટકો આપણે ત્યાં છે, ખડેપાઉં, ભુતા, આવી. અટકો જરા આશ્ચર્યજનક છે પણ દેશી, પરદેશી, કાગ, દેકંઠી, સાતભાઇ, સાતપ્દે, સપ્તર્ષિ, આગલાવે, ગુપચુપ, પંગુ, સહસ્ત્રબુધ્ધે, દીડમીશે (દાઢમુછા) એવી અટકો આપણે ત્યાં પ્રચલિત નથી. આવી અટકો કેમ પડતી હશે એની કલ્પના આવે પણ એમ લાગે છે કે અટકો પાડતી વખતે જેને માટે એ પાડવામાં આવે છે તેને વિષે પુરેપુરો ખ્યાલ કરીને તે પાડવામાં આવતી હશે. જો કે, એમના વંશવારસમાં અટકો એજ રહે છે પણ તેમનામાં મૂળ સ્વભાવ લક્ષણ નહિ હોય. દાખલા તરીકે સહસ્ત્રબુધ્ધેમાં સાવ અક્કલજ ન હોય એમ પણ બને છે.

*

### પહાડે અને પર્વતે

ધાતુ પરથી તામ્બે, પિત્તળે અને લોખંડે એવી અટકો એમનામાં હોય છે. આપણામાં તો બહુ બહુ તો તાંબાવાળા, પિત્તળવાળા એમ કોઇ પણ ‘વાળા’ મૂકો એટલે ચાલે. પણ મરાઠી સમાજમાં એ કરતાંયે વિશેષ નવાઇ પમાડનારી અટક ડુંગર કે પર્વત પરથી હોય છે. તે આ પ્રમાણેઃ ટેકરે, શિખરે પહાડે, ડોંગરે અને પર્વતે! આવી અટકો આપણે ત્યાં કેમ પાડવામાં આવતી નથી એ સમજાતું નથી.

*

### પારસી અટકો

પારસીઓમાં કેટલીક અટકો બહુ સારી છે. પાપા, મામા, કાકા, લાલકાકા, ભાણુજા, માસીના અને વેવાઇના! બોલો

આવી અટક આપણામાં પડે છે ખરી! તે ઉપરાંત, જાણે હિંદુ હોય એવી અટક પણ તેમનામાં હોય છે. વાણીયા, ભંડારી, દરજી, ભાટીયા વગેરે. તે ઉપરાંત તલાટી, પટેલ, મામલતદાર વગેરે પણ હોય છે.

અંગ્રેજોની અટક પણ તેમણે લીધી છેઃ કેપ્ટન, વેલીંગ્ટન વગેરે, નેપોલીયન, અને 'દ વીત્રે' (ડચ અટક) પણ તેમણે માન્ય રાખી છે.



## 'એઇ કાઇપો છ.'

'હવાકાનો કનકવો અને હબ્બુનું પિલ્લુ લઇ આવ કીકા, અને ચાલ છાપરે એ ઉદગારો સાથે અનેક સુરતીઓ પોતપોતાનાં છૈયાં છોકરાં સાથે આજે વ્હેલી સવારથી જ સંક્રાન્ત ઉજવતા હશે અને પવન અને દોર તેમની તરફેણમાં રહેશે તો ' એઇ કાઇપો છ' ' એઇ કાઇપો છ'ની ગર્જનાઓ કરી, ઇટાલી હબ્સીનિઆ પર વિજય મેળવે ને મુસોલીની આનંદ પામે તેથીયે વધુ આનંદ તેઓ મેળવશે. અલબત, લઢાઇનો એ વિજય મેળવતાં કંઇ કેટલા સૈનીકો પતંગ ચગાવવા ઉત્સાહથી મથતા બાળકો છાપરા પરથી પડી જવાને કારણે ઘાયલ થશે. અથવા હાથ પરથી સર સર સરતા માંજાને કારણે હાથ પર કારમા લીસોટાની વેદના સહેશે.

*

**પેચ થાય તે પછી**

ગુજરાતની પ્રિય રમતોમાં પતંગ ચગાવવાની રમતનું સ્થાન ઘણું ઉમદા અને ઘણું ગૌરવભર્યું છે; પતંગના જે પેચ લડાવાય છે એ પેચ લડાવનારાઓ કેવા કાબેલ હોય છે તે તો પેચ જોનારા પ્રેક્ષકો જ સમજી શકે છે. અને જ્યારે બપોરે બે વાગાથી લાગેલો પેચ સાંજે ૭ વાગે છુટે—ચાર કલાકની કાતીલ હરીફાઇ પછી હરીફ રમનાર ગાફેલ બને તેથી કે તેનો દોર ઘસાઇ ગયો હોય તેથી—તેનો પતંગ કપાય તો પણ, જેમ ક્રીકેટમાં હરીફ ખેલાડીની રમતના વખાણ થાય છે તેમ આમાં પણ સામા ખેલાડીના પેચના, દાવના વખાણ થાય છે. સવારથી સાંજ સુધી; દીવા સળગે ત્યાં લગી આખો દિન ગુજરાતભરમાં અને ખાસ કરીને સુરત અમદાવાદમાં—આમ પતંગ મેચની હજારો—બલ્કે લાખો હરીફાઇઓ ખેલાય છે.

*

**પતંગ દોર પર દીવાઓ**

રાત પડે છે ત્યારે આભમાં ઉંચે ઉડતા પતંગો પર રંગ બેરંગી રોશની ચમકયા કરે છે; અને હોંસીલા ખેલાડીઓ દિવસભરની પતંગ રમતની હરીફાઇઓ પછી શાંત રાત્રિના ફરફરતા પવનમાં પતંગને અને તેના દોર પર લટકતા દીપકોને સ્થીર રાખીને આકાશ રોશનીથી ભરી દે છે. ઘણીવાર તો છેક પરોઢીયા લગી આવા પતંગો આકાશમાં જણાય છે. પતંગ ચડાવવાના રેકર્ડ પણ જાણીતા છે. એક સુરતી ગૃહસ્થે દિવસમાં ૭૩ પતંગોને પેચ લગાવી ૭ કલાકમાં કાપી નાખ્યા હતા; અને એના વિજયથી ફુલાતા પતંગને મોડી રાતે જ્યારે નીચે ઉતારવામાં આવ્યો ત્યારે, થાકેલો હારેલો યોધ્ધો જરા નીરાંતે

એડો હોય અને સ્વજનોને મળતાં આવેશમાંજ મરી જાય તેમ તે પતંગ અગાશીએ પાછો આવતાં ફાટી ગયો હતો.

*

**બે દિવસ લગી આકાશમાં**

એક યુવાને ૭૨ કલાક લગી ખડે પગે ઉભા રહી પતંગો ચગાવ્યા હતા. વળી બીજા એક પ્રૌઢ માણસે બે દિવસ લગી એકનો એક પતંગ આકાશમાં રાખ્યો હતો; સ્વચ્છંદે હવામાં ઉડતા એ કનકવાની કુમાશભરી કાયાને કોઇ સ્પર્શે નહિ–કોઇ બીજો પતંગ તેની સાથે પેચ લડાવે નહિ તેની ખાસ સંભાળ રાખવામાં આવતી.

*

**જાપાનમાં દીવા ચઢાવાય છે**

જાપાનમાં સાગરતટના અનેક શહેરોમાં વારતહેવારે પતંગો ઉડે છે ખરી: કદાચ, હિન્દ અને ચીન જાપાન સિવાય ઉડતા પતંગોના દ્રશ્યો ભાગ્યેજ બીજા કોઇ દેશમાં ઝાઝા દેખાતા હોય. જાપાનમાં પતંગો પર રંગબેરંગી ફાનસો ચઢાવાય છે. અને દોરની અધવચમાં કે પતંગની સાથેજ એ ફૂલ જેવાં ફાનસો ચઢે છે, અને હવામાં નાચે છે ત્યારે મનોહર દ્રશ્ય નજરે પડે છે. ત્યાં તો હવે છેલ્લી ઢબ એ પણ થઇ છે કે, આખાય દોરપર ફુટ ફુટને અંતે દોર પર રંગીન નિશાની મૂકાય છે એટલે ઉંચે કેટલે દૂર પતંગ ગયો છે એ પારખી શકાય છે.

મને લાગે છે કે, આપણે ત્યાં પણ માંજાના રીલ એવી રીતે માપસરના દોર વાળા તૈયાર થાય તો આભમાં સૌથી ઉંચે પતંગ કેટલો જઇ શકે છે તે જાણી શકાય. અને એવી રીતે, ઘણોજ ઉંચે પતંગ ચડાવનાર અને કલાકેક સુધી ત્યાં

એવી રીતે સ્થીર પતંગ રાખનાર કાબેલ ખેલાડીને સરસ ઇનામ આપવાની પ્રથા પણ શરૂ થવી જોઇએ.

રાષ્ટ્રીય રમતો માટે ભારે ઉત્સાહ ધરાવતા લોકનાયકો આ પતંગ રમતની પુનર્ઘટના માટે પોતાના વિચારો જાહેર કરશે?



## પહેલો કટોરો

(એક પ્રતિકાવ્ય)

પહેલો કટોરો દૂધનો આ પી જજે, બાબુ!
ધાવણ પીનારા બાટલી નવ ઢોળજે, બાબુ!

અણાખૂટ 'એં',...એં'થી વહ્યું જીવન તમારૂં,
ભાંગ્યા રમકડાં–એ થકી પડિયું પનારૂં;
ઘોડિયા ખોળે ઢળી સુખથી સુનારૂં.

આ બાટલીની ટોટીમાં મુખ આપવું, બાબુ!
પીવાય ના તો યે જરી એ બોટવું; બાબુ!

કીકા કીકીના ઘર મહીં આ કાફરોને—
શી છે ગતાગમ ચહા તણા કામીજનોને?
તું વિના, બાબુ, દૂધ પાઉં આજ કોને?

બચ–બચ કરી પીવા સરલ ઝટ આવ રે બાબુ,
ઓ ભાઈ, વ્હાલા, ભૂખ લાગી? આવ રે, બાબુ!

કહેશે બધાં: ભૈયો શું આવ્યો છે હજી નહિ?
કે તબેલાની બધી ગાયો મરી ગઈ?
શું દૂધ સઘળું મોઈ મારી વ્હા ગળી ગઈ?

દેખી અહીં આ વ્હા, નહિ અટકી જજે, બાબુ!
પીશ્રી ઘણી, પીશું વધું: નહિ ધડકજે, બાબુ!

કાફી કોકો ને બીજાંએ ખૂબ પીણાં,
કપ કપ ભરીને આજ વર્ષોથી ય પીધાં;
સ્વાદો કર્યો છે કંઈક સાથે ચેવડાના

એ તો બધાં સ પચી ગયાં, કોઠે પડ્યાં, બાબુ!
કોમળ હતાં અમ પેટ તે પથ્થર બન્યાં, બાબુ!

શું થયું સાથે ઢીંગલુ રાખે, ન રાખે?
ને બાટલીનું દૂધ થોડું માત્ર ચાખે;
હો ગમે તે, પી જરા, તુજ કીર્તિ ઝાંખે!

કુમળા તુજ કર મહીં તું ઝાલજે, બાબુ,
પીતી વેળા ના રમીશ, સંભાળજે બાબુ!

સૌ મારશે મેણાં; "ન પીધું, સાવ ડોબો,'
ફેંકી દીધી બાટલી ને ખૂબ રોયો:
જોયાં ઘણાં એ બાળ–આ તો એક જોયો!"

આ સૌ કુટુંબી આજ આતુર થઈ રહ્યા, બાબુ!
તું પીએ આજે દૂધ તે જોવા રહ્યા, બાબુ!

લે, ભાઈ તુંને આપું કુકા પહેરવાને,
પણ આવ જલદી તાજું અહીં આ પય પીવાને,
પીધા પછી જજે નીરાંતે ખેલવાને—

બંગલા ચોગાનમાં તું ખેલજે, બાબુ!
આયા લઇ જશે તને તું ટહેલજે, બાબુ!
મુંઝાઇશ ના, તુજ ભોમિયો એ બાઇ છે, બાબુ!
પહેલો કટોરો દૂધનો, લે, ભાઇ, લે, બાબુ!



## મહાપુરૂષોના હસ્તાક્ષર

મોતી નગરમાં જવાહરલાલ નહેરૂ પોતાના હસ્તાક્ષર આપે છે એ ચિત્ર કાલના 'જન્મભૂમિ'માં જોઇ મને વિચાર આવ્યો કે, જવાહરલાલ જો આમ હસ્તાક્ષરો આપ્યેજ જશે તો તેમને ફુરસદ જ નહિ મળે; એમની પાસેથી સંદેશો લેવાને આતૂર અનેક જુવાનો છે; આ મહાન અગ્રેસરના હસ્તાક્ષર મેળવવાને તેઓ ઝંખે છે. હસ્તાક્ષરો મેળવવાનો શોખ આ દેશમાં વધતો જાય છે. એ શોખ અમેરિકાથી અને યુરોપથી ઉતરી આવ્યો છે.

*

### ગાંધીજીના હસ્તાક્ષર

ગાંધીજી પહેલાં હસ્તાક્ષરો ન્હોતા આપતા, પણ હવે તેઓ આપે છે એક શરતે. 'હરીજન ફંડમાં પાંચ રૂપીયા આપશો ને?' એમ એ મહાત્મા કહે છે; અને પાંચ રૂપિયામાં એમના હસ્તાક્ષર મોંઘા નથી એમ માની કંઇ કેટલાં હસ્તાક્ષર મેળવે છે.

વર્ષો વિતશે ત્યારે જેમની પાસે એમના હસ્તાક્ષરો હશે તેમની એ મહામૂલી મતા બનશે. અને એ હસ્તાક્ષરો હિંદીમાં નહિ ને અંગ્રેજીમાં હશે તો તો કડકાકડકીની વખતે, અહિં નહિ તો અમેરિકામાં પણ ખરીદ કિંમત કરતાં ઘણા જંગી નફા સાથે વેચી શકશે.

*

**બર્નાર્ડ શોના હસ્તાક્ષર**

ચારેક વર્ષ પર બર્નાર્ડ શોના હસ્તાક્ષર એક કાપડીઆએ વિચિત્ર રીતે મેળવેલા એ પ્રસંગ સાંભરે છે. સામાન્ય રીતે એ નાટકકાર હવે કોઇને હસ્તાક્ષર આપતો જ નથી. પણ એક કાપડીઆએ પોતાના મિત્ર જોડે હોડ બકી. 'ગમે તે રીતે એના હસ્તાક્ષર હું મેળવું.' એણે મિત્રને કહ્યું અને એ દિશામાં પ્રયાસ શરૂ કર્યો.

થોડા દિવસ પછી બર્નાર્ડ શોને નીચે પ્રમાણે પત્ર મળ્યો:

*

**'ખબરદાર જો લખ્યું તો'**

'તમને પરમ દિવસે ફલાણા કાપડના પાંચ તાકા મોકલ્યા છે, તમારો માણસ કહેવા આવ્યો હતો. મને નવાઇ તો એ થાય છે કે, એ તાકા વિષે આપ કાંઇ જણાવતા નથી. આપને એ પસંદ પડ્યા કે કેમ તે જણાવશો.'

'ખબરદાર જો, આવો પત્ર મને ફરી કોઇવાર લખ્યો તો. મેં તાકા–બાકા, મંગાવ્યા નથી; ડામીસ, મને છેતરવા માંગે છે?' બર્નાડ શૉએ તરતજ એ પત્રનો જવાબ આપ્યો અને નીચે પોતાની સહી કરી.

પેલો કાપડીઓ કહે છે: 'વર્ષો પછી જંગી કિંમતે એ પત્ર હું વેચીશ.'

*

**અને સમ્રાટ પણ....**

સ્વ૦ સમ્રાટ સાતમા એડવર્ડ પોતાના હસ્તાક્ષરની કિંમત સમજી ગયા હતા. એ નાના હતા ત્યારે તેમને જે ખીસા ખર્ચ મળતો તે તેમને ઓછો પડતો. 'માતા, મને વધુ રકમ આપો તો ઠીક' તેમણે રાણી વિકટોરિયાને કહ્યું. પણ રાણી ન માન્યાં. છેવટે એ રાજકુમારે તુસ્ખો શોધી કાઢ્યો. તેમણે પોતાના હસ્તક્ષર સાથેનો એક પત્ર, આવા પત્રો સંઘરનાર એક જણને દશ પાઉન્ડમાં વેચી નાંખ્યો. એ પત્ર હાલ સાસુન મ્યુઝીયમમાં છે.

*

**એક સોનેરી સલાહ**

મોટા માણસોના હસ્તાક્ષર મેળવીને વેપલો કરી શકાય છે. કોઇ પણ સાહસીક જુવાનને મારી સલાહ છે કે, નાના પણ ઘાટદાર સો જાડા હાથે ઘુટેલા ટકાઉ કાગળ ખરીદી, રૂ૦ ૫૦૦ નું રોકાણ કરી ગાંધીજીના હસ્તાક્ષર તે પર લઇ લેવા. ગાંધીજીની એક વાર સહી કરવાની ફી રૂ. ૫, (હરીજન ફંડ ખાતે જમા) છે. પછી, એ કાગળો પાંચ વર્ષ બાદ અમેરિકામાં વેચવા. એમાં જરૂર જંગી નફો થશે. એ નફામાં, આ ઉત્તમ સલાહ આપવા માટે તમારા નમ્ર અને વિશ્વાસુ મિત્રને તેનો યોગ્ય હીસ્સો આપવાનો, ન કરે (સહી) મહાત્માજી ને પ્રસંગ આવે, તો પેલા સુરતી વાણીઆ કહે છે તેમ કહેશો નહિ કે, 'અયલા તું કોણ? હું તો તને કાંઇ ઓલખતો ઓલખતો નથી!'



## જપમાલા શિરોમણિની સેવામાં

કાશી વિશેશર પાસે સંકર ભગવાનના સેવક જપમાલા શિરોમણિ મોદકપ્રસાદજીની સેવામાં. ઘણાં દહાડા થીયા મન થયા કરતું ઉતું કે તમને કાગર લયખા કરૂં, પણ અહીં નાલ્લા છોકરાઓ બહુ ફાયટા છે તે ત્રણ પઇહાનું પત્તુ બી લાવી ની' આપતા એટલે કેમ કરી લખું જે? પણ, ભાઇને કહું કે, તમારૂં હેત વિસરાતુ નથી એ બણજો ને કાગર ની' લખાયો તેથી ખોટું લગાડતા નખે.

બીજું, કાલે અહિંના મુખિયાજીની મંદીરમાં ગયેલો તો આપડાં ઓરખીતાં બયડાં માજી જીવીમાસી, મંથરાફોઇ, અંચરમામી, ડાહીફોર, હિરાફોર વગેરે ૨૧ જણાં ઉતાં. એ લોકો કંઇ ભક્તિ કરે ભક્તિ! હું તો, ભાઇને કહું કે, ખરો મોક્ષ તો એજ પામ્માના. આપડે તો થગતરાં. માયામાં ફસાઇ ગયલા છીએ. તોબી ઇશ્વર આપણી દયા લાવીને તારી લાખસે એ ચોક્કસ.

*

બીજુ, ભાઇને કહું જે કાલે મંદીરમાં આ ઘયડી ડોસીઓ કેતી ઉતી જે આજ કાલ જવાનીયા લોકો ધરમ બરમ ગણતા ની'મળે. એક ઝવેરભાઇ કરીને પરદેસી માણહ આવેલો છે. એ તો કહે જે, તમારા અહિંના મંદીર તોડી લાખો ને કંઇકેટલા રસ્તે ઘરબાર વિનાના અમ પડેલા છે તેમને હારૂ ઝુંપડા બાંધી આલો. તે હું, મારા સસરાભાઇ દાદાએ પસીનો પાડીને પઇહા ભેગા કરેલા છે તે આમે પારકુ માણહ કહે તેમ લુંટાવી દેવાને હું જે? એવા તો બહુ આયવા કરે. અહીં

કંઇ એવા લોકો માટે પઇહા આપે તો, વઢવાડ થાય જો, પછી તો ડાંડ જેવા કોઇ કામજ ની' કરે. ને હઉ હાડકાના આખ્ખા થઇ થાય જો.

ને ગરીબ ગરબાંને મુઠી ધાન જોઇએ તો કાં આપણુને નાંખતાં નથી આવડતું જે? પણ આ તો કહે જેઃ તમે બધું હરખે ભાગે વ્હેંચી લો, જીવીમાસીએ તો લ્હેકાથી કહી લાયખું કે, 'અયલા ભઇ, પઇહા અમારા, માલ અમારોઃ ને તું હરખે ભાગે વ્હેંચી લાખવાનું કહે એ હું કામનું ?'

*

પણ એ તો માને જ ની.' અને, ભાઇને કહું જે, આપણી ખડકીના ને પેલા દરિયા પાહેના ફળીયાના પોરીયાઓને બી એણે ચઢાયવા તે હવે આખું ગામ કહેતું છે કે, બસ આવો મરજાદી ધરમ કામનો નથી. ને પાંચ ફોઇઓ ને બે ચાર માશી-બાઓ પાહે જે પેટારા બેટારા છે ને દોડીઆ પડેલા છે એ લૌ વ્હેંચી ખાવાના.

આ તો બધાં પોરીઆં બી, ભાઇને કહું કે, અમારો હુરીયો કરતાં છે ને અમને મારી પાડહે એવો ભો લાગતો છેઃ તેથી તમોને આ કાગર લયખો છે તે જાણજો.

કાલે ચંચરકાકી કેતા ઉતા જે આ પોયરાઓને આપડે થાબડતા ઉતા તે હવે હામા થીઆ. ને હવે ઘયડે ઘડપણુને આપણી પાહેનું લુંટી લેવા માંગે છે.

કાલે હાંજે ઝવેરભાઇને દૂધ–પઉંવા ખાવા આપ્યા ઉતા, પણ એ તો કહે જે, મારો કક્કો ખરો, તે, હું ભાઇને કહું કે એને કાગર લખી સલ્લા દેજો કે નાની ઉમ્મરમાં આ ઉચાળા ભરતો છે તે પાછળથી હાચે પસ્તાવાનો ને પોયરાઓને આડે

રસ્તે દોરવે છે તે હઉના પેટમાં લાહ્ય લાગેલી છે માટે તમો જરૂર જરૂર કાગર લખજો.

તમે ખેમકુસળ હસો. મેં હો હવડાં તો અભ્પાસ કરવા માંયડા છે ને જાં લગી ધરમનું બરાબર ઠેકાણું ની પડે તાં લગી જાપ જપવા બેઠેલો છું.

લી. નથ્થુભાઈના બમભોળાનાથ



## વિવિધ વાનીઓ

દેશ દેશની રસોઇ ચાખવી હોય તેને માટે પેરીસમાં થોડા વખત પછી સુંદર તક છે. આંતરરાષ્ટ્રીય ભોજનનો ભવ્ય સમારંભ ત્યાં થવાનો છે. ફ્રાંસની વિમાની સર્વીસ જે જે દેશમાં જઇ શકે છે તે તે દેશની ભોજન સામગ્રી ભેગી કરી તેનું પ્રદર્શન કરવાનું છે. અલબત, પ્રદર્શન સામાન્ય રીતે જોવા માટે હોય છે પણ અહીં તો આ પ્રદર્શન આરોગવા માટે થશે.

*

### યુરોપનાં આકર્ષણો

ત્યાં આવશે–પેરીસનું હોર ડે વુર,ને દ્રાક્ષ, ઇટાલીની મીઠાઈ અને મકરોની–ને મોસંબી, કેનેડાના ઘઉંના રોટલા, હેમ ને બેકન, હોલાંડનું શાક ને સ્કોટલાંડનું દહીં–ને ચીઝ: અને વિવિધ દેશની અનેક વાનીઓ ત્યાં રજૂ થશે.

*

**હિન્દને અન્યાય**

હિન્દને અન્યાય થાય છે, અનેક સ્થળે: હું એમ પૂછું છું જ્યાં આંતરરાષ્ટ્રીય ભોજન સમારંભ હોય ત્યાં પણ આપણી વાનગીઓનું પ્રદર્શન કેમ ન હોય? અહીં તો સ્થળે સ્થળે વાનગીઓની વિવિધતા છે અને તે બનાવનારાજ નહિ પણ આરોગનારા નિષ્ણાતો પણ છે. તમને નથી લાગતું કે હિન્દના ખાસ ખાદ્ય પદાર્થોનું પ્રદર્શન ભરાય તો પણ તે આકર્ષક અને ભવ્ય બની શકે ?

*

**ગુજરાતની વાનગીઓ**

જુઓ, મુંબઇ એના માહીમના હલવા માટે, અને કશા પણ સંગીન કારણ વિના પૌંઆ માટે –મશહુર છે. વસાઇનાં કેળાં ને અમલસાડ–ધમડાછા રસની કેરી માટે જાણીતાં છે. રત્નાગિરી હાફુસની કેરીનું કેન્દ્રસ્થાન છે અને પૂના પાન માટે, ને નાગપુર સંતરા માટે ઓળખાય છે. સુરત બરફી, ઘારી અને મમરાના ભુસા માટે જાણીતું છે. ભરૂચનો ગુંદરપાક ગુણકારી છે અને વડોદરા ચેવડા અને જમરૂખ માટે વિખ્યાત છે. અમદાવાદમાં મરકી નામની મીઠાઇ બને છે એવી બીજે ક્યાં થાય છે?

*

**અને કાઠિયાવાડમાં**

વીરમગામની લાઇનદોરી વટાવી ગયા પછી, મોરબી એના ગાંઠીયા માટે અને રાજકોટ એનાં ભજીયાં માટે વાવટો ફરકાવે છે. પોરબંદર ખાજલી અને હલવા માટે પ્રખ્યાત છે. વાંકાનેરની ચ્હા વિખ્યાત છે ને થાનના પેંડા એવા ગળ્યાં મોં કરાવે છે કે વાત જ નહિ. મેદરડાની કેરીનો સ્વાદ જીભમાં

રહી જાય છે ને ગિરનારની રાયણ કોઇ પણ ફળની થાળીમાં શોભી ઉઠે છે. બરડાના ઘીના લાડુ બનાવ્યા હોય તો બ્રાહ્મણો બીજું ઘી માંગતા નથી અને એ બધા પછી, ચોરવાડનાં પાન મ્હોંમાં મ્હેકી ઉઠે છે.

*

**અને બીજા પ્રાંતોમાં**

કચ્છની સુકવણી અને કરાંચીનો હલવો પ્રદર્શનમાં શોભી ઉઠે. માલવણનાં કાજુ, ખંભાતની સુતરફેણી, મથુરાના પેંડા, કલકત્તાના રસગુલ્લા, મદ્રાસની છાશ અને ઇડલી: એની તોલે કોણ આવે? જગન્નાથપુરીનો ઠોર અને પટણાની બાટી ખાધાં હોય તો જીવનભર યાદ રહે. દીલ્લીના ચોખાનો ભાત જાણીતો છે અને મછલીપટ્ટમના માલપુવા મોંમાં પાણી લાવે તેવા હોય છે. બનારસ અને લખનૌ મસાલાદાર પાન માટે જાણીતાં છે.

*

**એનો પરિચય કેમ નહિ?**

આટલી વિવિધ સુવિખ્યાત સામગ્રીઓવાળો ભર્યો–દેશ અને છતાં આંતરરાષ્ટ્રીય ભોજન સમારંભમાં એનું સ્થાન નહિ? શા માટે આપણે તમતમતી કઢી ને સ્વાદિષ્ટ વાલની દાળ, મોળાં ને તીખાં, રસાવાળાં ને સંભારવાળાં શાકની વિવિધતા, ને અથાણાં ને રાયતાંઓના પ્રકાર અને ખાટી, તીખી ચટણીઓના સદ્‌ગુણનો પરિચય આંતરરાષ્ટ્રીય જનતાને ન આપી શકીએ?

*

**આટલી કેમ બને?**

તમે પૂછશો: ઉપર જણાવેલી બધી વસ્તુઓ એક માણસ

બનાવી શકે? એ તો કોણ જાણે; હું તો માત્ર ચટણી બનાવી જાણું છું ને તે કેમ બનાવાય તે તમને જણાવું છું.

આદુ ચ મરચાં લસણું ચ લીંબુ,
ધાણાશ્ચ જીરૂ મીઠું નાખી દેવું;
પાષાણ મધ્યે પરીમર્દયામિ,
ઇદં પ્રકારે ચટણી કરામિ.



## જીવીમાસીનું વીલ

'મારી પાળેલી ગાયને મારા મર્યા પછી કોઇ દુઃખ દેશો મા; એના નિભાવ માટે મારી મતામાંથી રૂ. ૧૦૦૦ હું જુદા કાઢું છું.' એ શબ્દો જીવીમાસીએ પોતાના વીલમાં લખાવ્યા હતા.

કમનશીબે, માયાળુ જીવીમાસીના અવસાન બાદ, તેના વિરહથી પીડાઇ એ ગાય પણ એ ચાર માસમાં મરી ગઇ. અને એના નિભાવ માટે જુદા રખાયેલા નાણાંમાંથી પાંજરા-પોળના બીજા ઢોરોનો નિભાવ થયો.

*

### વીલમાં ભેટ આપી ગયા

પોતાનાં પ્યારાં પ્રાણીઓ—જેમની વર્ષોની સોબત અને પ્રેમ જેમણે અનુભવ્યાં હોય તેમણે, એવા પ્રાણીઓને પોતાના મૃત્યુ બાદ સારી રીતે નિભાવવાની સૂચનાઓ આપ્યાના દાખલા અનેક છે.

એવા અનેક વ્હાલા કૂતરાઓ, પ્રેમાળ બિલાડીઓ અને, મમતાળુ સસલાઓ છે જેમણે પોતાના શેઠ શેઠાણી પાસેથી તેમનાં જીવતાં ને મર્યા પછી પણ સારી રાહત મેળવી છે. એક જણે, પોતાના કૂતરાને નાનું ઘર ભેટ આપવાનું વીલમાં લખેલું, બીજી એક બાઇએ પોતાની બિલાડા માટે ચાંદીની મોટી ખુરસી પર મખમલની ગાદી કરવી હતીઃ અને પોતાના મર્યા બાદ બિલાડીનો એ વૈભવ રહે એની કાળજી રાખવાની સૂચના કરી હતી.

*

**સોનાના ઘડિયાળ માટે**

પોતાનાં સ્વજનોને અને સંતાનોને, સહોદર સમા પ્રાણીઓને આમ ભેટનાં કે નિભાવનાં નાણાં, વીલમાં અપાયાં જાણ્યામાં છે, પણ પોતાની અમુક પ્યારી ચીજોના નિભાવ માટે કે તેને સારી રીતે રાખવા માટે વીલમાં જોગવાઇ થાય એનાં ઉદાહરણ, હમણાં જાણવામાં આવ્યાં છે.

મૃત્યુને બિછાને પડેલો એક અમેરીકન, વીલમાં લખી ગયો છે કે, 'મારૂં સોનાનું ઘડિયાળ ૩૦ વર્ષથી મારી સોબતમાં રહ્યું છે. એને બરાબર સાચવવું, અવાર નવાર એ બગડી જાય તો તેને સમરાવવા માટે અમુક જોગવાઇ રાખી છે.'

*

**બેટનો મિત્ર**

ઓસ્ટ્રેલિયાના એક કાબેલ ક્રીકેટિયરે એમ કર્યું હતું. 'મારા ઘરનું ફરનીચર વેચી દેવું' એણે વીલમાં લખ્યું અને ઉમેર્યું: 'અને એનાં જે નાણાં આવે તેમાંથી મારા પ્રિય બેટને સારી રીતે રાખવાનું ખર્ચ કરવું; એને અવારનવાર પૉલીશ કરાવવું ને ચકચકીત રાખવું. એ બેટ મારૂં પ્રિય મિત્ર છે. એનું જતન કરજો.'

*

**બાગના નિભાવ માટે**

'મારા જીવનમાં ૧૫ વર્ષો સુધી સખ્ત જહેમત, ખૂબ એકાગ્રતા, બેસુમાર ખર્ચ અને ખાસ કાળજી રાખી મેં મારા બંગલા પાછળ વિશાળ બાગ રચ્યો છે ને નિભાવ્યો છે. મારા ચાર સંતાનોમાંથી કોઇને ભાગે એ બાગ હું આપતો નથી, પણ એના નિભાવ માટે હું રૂ. ૧૫૦૦૦ જુદા કાઢું છું, એમાંથી એ નિભાવવો. એને બને તો વધારવો. એ માટે અમુક મિત્રોને હું ટ્રસ્ટીઓ તરિકે નીમું છું. એ બાગ બનાવવામાં મારી માફક જ જહેમત ઉઠાવનાર બાલુ માળીને જીવન પર્યન્ત નિભાવવો. એનાં હાડ ચામ કામ ન કરી શકે તો યે એને પગાર પુરતાં નાણાં દેવાં' આવી વિગતોથી ભરપૂર કલમ, સંયુક્ત પ્રાંતના એક જાગીરદારે પાંચ વર્ષ પહેલાં લખી હતી.

—એનો પ્રિય બાગ હજીયે નભી રહ્યો છે.

*

**ટેબલની કાળજી માટે**

'જે ટેબલ પર બેસીને મેં છેલ્લા ૩૪ વર્ષથી કામ કર્યું છે એ ટેબલથી વિખૂટા પડવું મને રૂચતું નથી' એમ કલકત્તાના એક અંગ્રેજ વેપારીએ વીલમાં લખેલું અને ઉમેરેલું કે: 'માટે મારી ઑફિસરૂમ છે તેવી રીતે જ રાખવી, મકાન મારૂં પોતાનું છે એટલે એમાં વાંધો નહિ આવે. મારૂં ટેબલ પણ છે તેજ રીતે ગોઠવેલું રાખવું. એને સાફસુફ કરતો સિપાઇ, જીવે ત્યાં સુધી એ કામ કરશે. ટેબલની કાળજી પૂરેપૂરી રાખવા મારા મંત્રીને મારી વિનંતિ છે. એ માટેની સારી જોગવાઇ હું કરતો જાઉં છું.



## દેડકાં પુરાણ

ડરાંઉ...ડરાંઉ...ડરાંઉ...

દેડકાંના આ સંગીતે મને આજે સવારે જગાડ્યા. ગઈ કાલે આખો દિવસ રાતભર પડેલા વરસાદે, પરાના અને મારા મકાનની સામેના લીલાછમ ખેતરમાં દેડકાંની વસ્તી એકાએક વધારી દીધી છે. એ દેડકાઓ જેટલી ઝડપથી વધ્યા છે એટલી ઝડપથી માનવજાત જો વધે, કહો કે હિંદમાંજ એટલી ઝડપથી વસ્તી વધે–તો પરદેશીઓને હડસેલી કાઢવા સ્હેલા થઈ પડે, થોડાં દેડકાંઓનો અવાજ બાળકોને ગભરાવે છે અને મોટાંઓને અકળાવે છે તો હજારો ને લાખો માણસ વધી પડે તો તેમના રૂદનથી પણ પરદેશીઓ ગભરાઈ ન જાય?

*

**એની દેહરચના એક**

દેડકા નાચીઝ પ્રાણી છે એમ માનશો ના. મેડીકલ કોલેજમાં ભણવા જવાનો મને અભખરો થયલો ત્યારે દેડકાને કાપી, તેના જે રીતે અવયવો છુટા પાડી બતાવવામાં આવેલા, તેથી મારા મન પર થયલી અસર, વર્ષો પછી પણ ભુલાઈ નથી. વણિક જ્ઞાતિમાં મારા જન્મને કારણે એ સંસ્કાર હતા–અને છે. પણ, કહેવાય છે કે દેડકાના દેહની રચના અને માણસના શરીરની રચના લગભગ એક સરખી છે અને તેથી તબીબી વિજ્ઞાનમાં દેડકાઓનો ઉપયોગ ઘણો સરસ થાય છે.

પણ એ જાણ્યા છતાંયે આટલા વર્ષો પછી પણ મને વિચાર તો એજ આવે છે કે દેડકાના અને આપણા દેહની રચના જો

સરખીજ હોય તો શેરીઓમાં આપણે દેડકા માફક, અને ખેતરોમાં દેડકાઓ આપણી માફક કેમ ચાલતા નહિ હોય?

*

**એવા માણસ હોય છે, પણ...**

દેડકાં જેવા માણસ આપણે ઘણી વાર જોઈએ છીએ પણ માણસ જેવા દેડકાં આપણી નજરે બહુ ઓછા પડે છે—એવા દેડકા આપણે જોઇયે તોયે તેને માણસ તરીકે માની તેની સાથે વાત–કે વ્યવહાર ચલાવવાં અશક્ય છે. તેજ પ્રમાણે કોઇ માણસને દેડકા સમજી તેની સાથે એ રીતે વ્યવહાર રાખવામાં છ દુર્ગુણોમાંના એક–ક્રોધ–ની વૃદ્ધિનું એને–અને માર પડવાનું આપણને જોખમ છે.

*

**સાચું કહીએ તો**

'ડ્રાઉં ડ્રાઉં' કરતા માણસ માત્ર ચોમાસામાં જ નહિ, બારે માસ તમે જોઇ શકો. પણ 'મિસ્ટર તમે દેડકા જેવા જણાઓ છો' એમ સાચું કહેવાથી એવો માણસ પોતાનું સ્વરૂપ બદલશે અને પ્રથમ મોટા ડોળાવાળી ભેંસ જેવો દેખાશે, પછી શિયાળ જેવો જણાશે અને છેવટે, એના હાથમાં કાંઇ ચીજ હોય તેથી કે પગેથી આપણને મારવાનો તે પ્રયાસ કરશે ત્યારે......પણ, તમે સમજી ગયા; હું નામ નથી પાડતો.

*

**ખોરાક તરીકે**

આવા નકલી દેડકાંઓની વાત જવા દઇએ, અસલી દેડકાંની મૂળ વાત પર પાછા આવીએ.

'પાચન શક્તિ મંદ હોય તો દેડકા ખાઓ' એવી એક

પારસી દાક્તરે મને એ માસ પર જ આપેલી સલાહથી હું ચોંકી ઉઠ્યો હતો. શ્રીનાથદ્વારાની જાત્રા કરી આવી મારા બાપ દાદાએ પોતાના ને પોતાના વંશવારસોના મનમાં કાયમ માટે ધર્મભાવના સતેજ રહે તે ખાતર શ્રીનાથજીને કેટકેટલા કાલાવાલા કરેલા ? એટલે મેં પેલા દાકતરને કહ્યું કે 'એ બની શકે એમ નથી.'

'ટમે બી શું વાનિયા જેવી વાટ કરો છ' એમણે કહ્યું. 'ટાંડલજાની ભાજીનો ફુડ લેવાઠી એનર્જી આવશે સું ?' એમણે જવાબ દીધો.

*

## ન્યુ ઓર્લીયન્સમાં

ગમે તેમ; પણ દેડકાનો ખોરાક દેશ–પરદેશમાં પ્રિય થતો જણાય છે. ન્યુ ઓર્લીયન્સમાં તો, ઘઉંના ખેતરો આપણે રાખીએ છીએ તેમ, છેલ્લા છ માસમાં દેડકાઓનાં ખેતરો રચાયાં છે અને માતેલા દેડકાની વસ્તી વધારી તેમને ખોરાક માટે વેચવાનો ધંધો શરૂ થયો છે, એ ખોરાકની માગણી એટલી બધી છે કે તે માટે પહોંચી વળાતું નથી.

કહેવાય છે કે એક માતેલા દેડકા દંપતીની થયલી પ્રજામાંથી એક વેપારી રૂ. ૧૦,૦૦૦ જેટલું કમાયો.

સારો જાડો દેડકો બે રૂપીએ વેચાતો મળે છે.

ત્યાં દેડકાના વેપારની તેજી છે; કોઇ સાહસિક વેપારી મુંબઇના દેડકાઓ ત્યાં મોકલવાનો પ્રબંધ કરશે તો, ધંધા મંદીનો યુગ છે છતાંયે, એ કમાઇ જશે !



## અદશ્ય સહી

તમને કદાચ નવાઈ લાગશે પણ આ ખાનામાં ૧૫ અક્ષરોવાળું વાક્ય લખેલું છે—તડકામાં આ કાગળ લઈ, ઉભા રહેશો—ને બરાબર જોશો તો તમે એ વાંચી શકશો. અલબત, તમારી આંખ નબળી હોય તેથી કે બીજા કોઈ કારણસર તમે એ વાક્યને વાંચી ન શકો તેમાં મારો દોષ નથી. પણ, પૂરેપૂરા સૂર્યપ્રકાશમાં ઉભા રહી, સૂરજ સામે આડો કાગળ ધરીને વાંચવા પ્રયાસ કરશો તો જરૂર તે ઉકલશે.

*

**અદ્રશ્ય સહીથી**

અદ્રશ્ય હોય એવી સહીથી વાક્યો કે પત્રો લખવાનો શિરસ્તો આ સૃષ્ટિમાં અજાણ્યો નથી. ઘણીજ ખાનગી વેપારી વાતો કે પ્રેમપત્રો લખવા માટે અદ્રશ્ય સહી વપરાય છે અને એવા કાગળ પર, અમુક દવા કે પાણી મૂકો તો અક્ષરો ચોકખા ઉકલે છે. એવીજ રીતે અહીં કરવાનો મેં પ્રયાસ કર્યો છે.

*

**સહી વિનાનો ટાપુ**

કેટલેક ઠેકાણે તો સહી મળતીજ નથી એમ તમને કહું તો નવાઈ પામશો નહિ. પેસીફીકના એક નાના ટાપુ ફુતુનામાં લખવા માટે સહીજ મળતી નથી. એ ટાપુ એટલો નાનો છે કે ત્યાં ટપાલ ઑફિસ પણ નથી. ત્યાંનો પાદરી ફાધર લુમોન્ટ, પરદેશથી આવતા કાગળો લે છે, ને ટપાલી બનીને ટાપુ પર, જેના કાગળો હોય તેને તે આપે છે. પણ, એ ટાપુમાંથી કોઈ કાગળો

લખી શકતું નથી કેમકે ત્યાં લખવાની સહી કે પેન્સીલ મળતી નથી.

*

### પોતા માટેની સહી

ત્યાં સરકારી કાગળિયાં આવે, પણ તેના પર સહીથી શીરનામાં નહીં હોય તો આ પાદરી તે રદ કરે છે. પાદરી પોતે પોતાના કામ માટે ઘેર સહી બનાવે છે. કોઈ ઝાડના રસમાં થોડી કોલસાની ભુકી અને કોપરેલ નાંખી તે સહી બનાવે છે; પણ તે સહી એ વેચતો નથી કે તેનું ધર્માદાન પણ કરતો નથી.

*

### જ્યાં 'કોડવર્ડ' નથી ત્યાં

સીનેમાના નટ-નટીઓને અદૃશ્ય સહીથી લખેલા અનેક પ્રેમ-પત્રો મળે છે; ચીનના અનેક રાજપુરૂષો—ખાસ કરીને વુ-પે-ફૂ અને ચાંગ-સો-લીનને, તેમના સાથીઓ તરફથી, અદૃશ્ય સહીથી લખેલા મહત્વના પત્રો મળતા. પશ્ચિમની દુનિયામાં અમેરીકામાં અને જપાનમાં 'કોડવર્ડ' એટલા પ્રચલિત થયા છે કે ખાનગી સંદેશાઓ, 'કોડવર્ડ' ના તારથી મોકલાય છે. પણ, ટીબેટ ને સીઆમ, ચીન, મંચુકુ અને આલ્જીરીઆ વગેરે સ્થળે અદૃશ્ય સહીથી લખેલા સંદેશપત્રો પાઠવવાની ટેવ હજીય પ્રચલિત છે.

*

### નટીનો અનુભવ

'એક [illegible] [illegible] [illegible]ાડીયે મને બે પત્રો લખતો; બન્ને અદૃશ્ય સહીથી લખેલાં હોય એમ ગ્લોરીઆ સ્વાન્સને થોડા વર્ષ પર જણાવ્યું હતું અને ઉમેર્યું હતું કેઃ 'શરૂઆતમાં તો કોરા કાગળો [illegible] [illegible] છે એમ મને થતું પણ પછી

એક દિવસે સવારે ટેલીફોન આવ્યો: 'કોરા કાગળો હું ટપાલમાં મોકલું છું, ફલાણી દવા એના ઉપર ચોપડશો તો અક્ષરો ઉકલશે' અને પોતાનું નામ દીધા વિના, એ માણસે ટેલીફોન પડતો મૂકયો.

'...હું પત્ર વાંચવા માટે નહિ પણ કુતૂહલતાથી, એ કાગળો લઈ વાંચવા બેઠી: ભારોભાર પ્રેમથી ભરેલા એ પત્રો વાંચતાં મને આનંદ થયો.

'પાછળથી, મારા અનેક મિત્રોમાંના એક તરીકે મેં એની સાથે દોસ્તી બાંધી.'

*

**સૌથી વધુ પત્રો કોને મળે છે?**

સુવિખ્યાત સીનેમા નટીઓને સૌથી વધુ પત્રો મળે છે એમ કહેવાય છે. ગ્રેટા ગાર્બોને દરરોજ ૮૦૦ કાગળો મળે છે, એનાથીએ વધારે પત્રો અમેરીકાના પ્રમુખ ટ્રુમેનને મળે છે. એને રોજ ૬,૫૦૦ કાગળો મળે છે. એ રોજે રોજ, એના મંત્રીઓ વાંચે છે ને તેમાંથી જેનો નિવેડો લાવવાનો હોય તેનો નિવેડો લાવે છે.

—મોટા ભાગના પત્રો કચરાની ટોપલીમાં જાય છે.



## સમાજવાદીની સાથે

'આપણે સમાજના નીચલા થરનાં જીવન જોવા જઈએ' એમ કહી એક ઉગતો સમાજવાદી, અમને, મને અને પેટલાદના મરઘાભાઈને કોટમાંથી ગઈ સાંજે પરેલ લઈ ગયો.

'આપણે ટૅક્સીમાં જઈએ' એમ જ્યારે મેં સૂચના કરેલી ત્યારે તેણે કહ્યું: 'નહિ, એ તો 'બુર્ઝવા' લોકોનું વાહન છે.'

'ચ્યમ, એમો આપડાથી ન બેહાય?' મરઘાભાઈએ પૂછ્યું ને મેં નાક પર આંગળી મૂકી.

'પણ બસમાં જઈએ કે ટ્રામમાં જઈએ?'

'નહિ, નહિ; એમાં પેટી-બુર્ઝવા બેસે.'

'ભઈશાબ, એમો પેટી જેવું ચ્યો છે? બાસ્ટી છે, ને બશમો તો ઉંચી ગાદીવારા બોંકડા છે' મરઘાભાઈએ દલીલ કરી.

*

—પણ, પેટલાદના ગામડામાં જેમ એને બે પાંચ માઈલ, ચાલવું પડે તેમ તેને મુંબઈમાં પણ હેંડવું પડ્યું, ચાલવાની હંમેશાં અવગણના કરતો હું પણ તેઓ સાથે ચાલીને પરેલ પહોંચ્યો.

*

દક્ષિણી બ્રાહ્મણાચે...

'ભૂખ લાગી છે' એમ મરઘાભાઈએ કહ્યું, અને અમે હિન્દુ હોટલમાં જવાનો વિચાર કર્યો, 'દક્ષિણી બ્રાહ્મણાચે 'વિશ્રાંતિ ગૃહ' એવા કાળા બળા બાઝેલા, લાલ પીળા રંગથી લખાયેલા (ને પાછળથી રંગ ઉખડી જતાં કાબરચીતરા લાગતા) અક્ષરોવાળાં પાટિયાંને જોઇ અમે એક ગંદા મકાનને ભોંય તળીએ આવેલા, ઉપહારગૃહમાં તળાતાં ભજીયાંનો સુવાસ લેતા અંદર પેઠા.

*

શિરા કા ભજી

'કાય પાહિજે? શિરા કા ભજી?' ફાટેલા, પરસેવાથી ગંધાતા કાળા પડતા જતા પ્હેરણ ને ધોતિયાથી સજ્જ થયલા સાત વર્ષના છોકરાએ પૂછ્યું.

'બઇશાબ, શિરોજ લાવ' મરઘાભાઇએ કહ્યું. સમાજવાદી મિત્રે ભજીયાં મંગાવ્યાં અને મેં માત્ર ચ્હા મંગાવી સંતોષ માન્યો.

'આ છોકરાને, પેલો સામો ગલ્લાપર બેઠેલો માણસ એકસ્પ્લોઇટ કરતો જણાય છે' સમાજવાદીએ કહ્યું. 'એણે સોનાનાં બટન પ્હેરેલાં છે; છોકરાને પ્હેરવા પુરતાં કપડાં નથી. ઓહ, ધીસ કેપીટાલીઝમ !' મહાન નિશ્વાસ નાંખી એણે ચ્હા પુરી કરી ખીસામાંથી રોનકદાર સીગારેટ કેસ કાઢી સીગારેટ પીવા માંડી...

'હેંડો, તારે મનેય, બઇશાબ, બીડી આલો,' કહી મરઘાભાઇએ સીગારેટ માંગી, દમ લઇ ધુમાડા કાઢવા માંડ્યા. એ ધુમાડાએ તળાતાં ભજીયાંની ગંધ પર ઘડીભર વિજય મેળવ્યો.

'વોટ ડુ યુ થીંક ?' સમાજવાદીએ કહ્યું : 'એબાઉટ ધ...રેચેડ કન્ડીશન ઓફ ધીઝ બોયઝ ?' પણ, હું જવાબ આપું તે પહેલાં મરઘાભાઇ બોલી ઉઠયા : 'સાહેબ, વોટ–બોટની વાતો ચ્યમ કરો છો, ને કન્ડીસન ચેવી ?' ને તેમણે ઉમેર્યું: 'મને મુંઝવો છે ચ્યમ ! મારી પાંહે કોઇક માટે વોટ જોઇએ છે ? અહીં હેંડતા લાયા, ને શીગરેટનું ઠુંઠું આલી 'વોટ દો'ની વાત મેલો છો !'

*

**અને કોટના લત્તામાં**

મરઘાભાઇને સમજાવી પટાવી વિદાય કરી, બસમાં બેસી અમે કોટમાં આવ્યા.

'હવે અહિં તો, બુર્ઝવા–પેટી બુર્ઝવાની વાત નથી ને ? આપણે કાંઇ સારો ચ્હા નાસ્તો કરી લઇએ.' મેં કહ્યું ને પેલા મિત્રે જવાબ દીધો 'યસ, યસ, મને બી ભૂખ લાગી છે, ને આઇ મીન, અહિં તો બધા ઇકવલ જ

છીએ; પણ, પરેલમાં લેબર કલાસ છે એટલે, ધેર, યુ સી, વી મસ્ટ બીહેવ લાઇક લેબરર્સ; વી મસ્ટ ઇટ વોટ ધે ઇટ.'

અને પછી, એક સુઘડ, કંઇક શાંત પણ સારા રેસ્ટોરાંમાં અમે બેઠા.

*

'ડીક્ટેશન' અને 'મેનીફેસ્ટો'

આ 'વેઇટર્સનું ઓર્ગેનીઝેશન કરવું જોઇએ,' તેમણે કહ્યું: 'આઇ વીલ ડીસ્કસ ધ સ્કીમ વીથ અવર કોમરેડઝ'અને જુવોને, હોટલ પ્રોપ્રાઇટર્સ તેમને એક્સ્પ્લોઇટ કરે છે એ વિષે ભાષણો ગોઠવવાં જોઇએ.'

'પણ હોટલ પ્રોપ્રાઇટર્સને મ્યુનિસીપાલિટી, તેમજ સરકાર તરફથી ત્રાસ છે તેનું શું?'

'ઓહ, ધે આર ઓલ્સો એક્સ્પ્લોઇટેડ? ધેન, યુ સી, તેમનું પણ ઓર્ગેનીઝેશન કરવું જોઇએ.'

'ત્યારે કેવી રીતે શરૂઆત કરશો?'

'બીગીનીંગમાં તો યુ સી, મેનીફેસ્ટો બહાર પાડશું.'

'પણ એ વેઇટરોને પૂછ્યા વિના?'

'ઓહ, નો? તેમની કન્સેન્ટ મળી જશે.'

–ને પછી, એ મેનીફેસ્ટોના મુસદ્દાની ચર્ચા કરવા વિદાય થયા. હું આ લખવા માટે વિચાર કરતો બ્હાર નીકળ્યો.



## મઝાનાં કુરકુરિયાં

'એ નાનાં મઝાનાં કુરકુરિયાં પાળવાં છે–પણ એ એવાં જોઇએ કે જેનો જોટો ન મળે' એ શબ્દો મારા એક મિત્રે ઉચ્ચાર્યા અને અમે શ્વાનોની શોધમાં આખું નગર ખૂંદી વળ્યા. શ્વાનોની પણ એક મોટી દુનિયા છે. જાતજાતના, વિવિધ રંગના અને વિવિધ સ્વભાવના શ્વાનો આવે છે. પણ મારા મિત્રને તો સસલાં જેવાં સરસ, બાળક જેવાં રમતીયાળ અને રમુજી સ્વભાવનાં નાનાં કુરકુરિયાં જોઇતાં હતાં.

આખરે એવાં કુરકુરિયાં જોયાં. મુંબઇમાં એક સ્કોટીશ મહિલા પાસે એ હતાં.

'આ કુરકુરિયાં મેળવવાં દુર્લભ છે; તમને એ ભાગ્યેજ મળે,' તે બાઇએ કહ્યું અને પછી, મૂળ ચીનાઇ શ્વાનનાં એ વશંજો વિષે તેણે રસિક વાત કહી.

*

### ચીનની એક દંતકથા

આ કુરકુરિયાંની જાતની ઉત્પતિનો આ ઇતિહાસ રસિક અને રોમાંચક છે. ચીનમાં તેમને વિષે જે દંતકથા પ્રચલિત છે તે નીચે મુજબઃ—

ઘણાં–ઘણાં વર્ષો પહેલાં, એક સિંહ એક વાંદરીના પ્રેમમાં પડ્યો પણ વાંદરી તેની સાથે લગ્ન કરવા ના પાડે. 'તું તો સિંહ છે; આપણી બેની નાતજાત જુદી છે. આપણો પ્રેમ ભલે સાચો હોય, વળી તું મોટો કદાવર બિહામણ જનાવર : તારા ને

મારા લગ્ન સાચેજ અસંભવિત છે.' વાંદરીએ કહ્યું. સિંહ મુઝાયો. હતાશ પ્રેમી જેવી વેદના તેણે અનુભવી.

છેવટે, તે ભગવાન બુદ્ધ પાસે ગયો. નમ્ર પ્રાર્થના કરી, બુદ્ધને તેણે વિનંતિ કરી: 'મારો એ બાળા ઉપર ઉત્કટ પ્રેમ છે; પણ મારા કદાવર બાંધાને લઇને, મારી જુદી જાતને અંગે એ મને પરણવાની ના પાડે છે. ભગવાન! આપ વચ્ચે પડો: મારી મનોકામના સિદ્ધ કરો!' અને તે સિંહ બુદ્ધને ચરણે ઢળી પડ્યો.

*

### આખરે લગ્ન થયાં

'વત્સ! તારો પ્રેમ જો આટલો ઉત્કટ હોય તો, તેને પરણી શકાય તે માટે તારું શરીર નાનું બને તો તને ગમશે?' બુદ્ધે પૂછ્યું.

'ગમે તે થાઓ' સિંહે કહ્યું: 'મારી પ્રેમીકાને મેળવવા કોઇ પણ ભોગ દેવા હું તૈયાર છું.'

પછી, ભગવાન બુદ્ધની કૃપાથી, સિંહનું શરીર નાનું થયું, તેની વિકાળતા પણ ગઇ–તે અને વાંદરી પરણ્યાં, સુખેથી રહ્યાં અને તેમને મોટો પરિવાર પણ થયો.

*

### શાહી કુટુંબમાં જ રહ્યાં

પરિવાર એટલે એક જાતનાં શ્વાનની સૃષ્ટિ. તેમના વાળ સિંહના વાળ જેવા રૂપાળા છે; તેમનાં મુખ શ્યામ કપિના મોં જેવાં છે. તે દેખાવે સુંદર અને સ્વભાવે સરસ હોય છે. ચીનના એક રાજકુમારે તેમને જોયાં ત્યારથી એ બધાં શ્વાનો–પેલા સિંહ અને વાંદરાના વંશજો રાજમહેલમાં આવ્યાં. તેમને ભારે

દમામપુર્વક ઘણું લાડ-પ્રેમથી રાખવામાં આવ્યાં. તેમને ભોજન માટે સોના રૂપાનાં પાત્ર આવતાં, સુવા બેસવા માટે મખમલના ગાલીચા મળતા. હરવા ફરવા માટે મનોહર ઉપવનો રખાતાં.

અને ચીનના રાજાએ ફરમાન કાઢયું: 'આ જાતના શ્વાન કોઇએ રાખવા નહિ; એ શ્વાનો માત્ર શાહીકુટુંબીઓ માટેજ છે. જે પણ કોઇ ખાનગી વ્યક્તિ પાસે એવો શ્વાન હોવાની માહિતી મળશે તે વ્યક્તિને દેહાંતદંડની સજા થશે.'

*

## રાજ્યક્રાંતિ થઇ એટલે

પણ તાજેતરમાં-૩૫-૪૦ વર્ષ પહેલાં-ચીનમાં રાજ્યક્રાંતિ થઇ ત્યારે, ચીનના રાજકુટુંબમાંથી અનેકની કતલ થઇ; પોતાની કતલ થશે એ જાણી એક બે રાજકુમારોએ પોતાના પ્યારા કૂતરાઓની જીવનદોરી પણ કાપી નાંખી. એ વફાદાર પ્રાણીઓએ પણ પોતાના માલિકની સાથે મરવું પસંદ કર્યું.

તેમ છતાં, એક રાજકુમારી ચીનમાંથી નાસી છુટી: પોતાની સાથે મહેલમાંથી ત્રણ ચાર કૂતરાં લેતી ગઇ. તેણે યુરોપમાં પરિભ્રમણ કર્યું અને છેવટે સ્કોટલાંડના એક ગામડામાં પોતાના આ પ્યારા દોસ્તો સાથે જીવનનાં વર્ષો વીતાવ્યાં, તેની પાસેથી એક શ્વાનપ્રેમીએ એ શ્વાન ખરીદી લીધાં અને તેમને ઉછેર્યાં.

—એમને જે પરિવાર થયો તેમાંથી થોડાં ઘણાં દુનિયાના જુદા જુદા દેશમાં ગયાં છે; પણ તેઓ, ઝાઝાં નથી.



## માનવ સમાજનો દુશ્મન: માંકડ

માંકડ કરડવાથી મ્યુનિસીપાલિટીની સભામાં ગભરાટની લાગણી ફેલાયાનો બનાવ લાહોરમાં બન્યો છે. ઘણી વાર, મ્યુનિસીપાલિટીઓમાં કે સરકારી કચેરીઓમાં, જાહેર પુસ્તકાલયો કે સાર્વજનિક દવાખાનાઓમાં, અદાલતોમાં કે આગગાડીઓમાં માંકડો છૂટથી હરેફરે છે; અને પોતાને કચડવા આવનારના દેહવૃક્ષને કરડવાનો નમ્ર પ્રયાસ કરી જુએ છે.

*

**પોલીસ કોર્ટમાં**

લગભગ દશેક વર્ષ પર મુંબઇની એક પોલિસ કોર્ટમાં એવોજ બનાવ બનેલો. મોટી સંસ્થા સામે કેસ માંડવામાં જાણીતા થયલા એક સદ્‌ગૃહસ્થે, કેસની સુનાવણી દરમ્યાન ઓચીંતા ઊભા થઇ કહ્યું: 'સાહેબ, આજની સુનાવણી વેળા મારાથી પુરતું ધ્યાન આપી શકાતું નથી!'

'કેમ!' માજીસ્ટ્રેટે પૃછયું અને જવાબમાં પેલા ભાઇએ કહ્યું: ' ખુરશીમાં માંકડ છે. એક પછી એક એમ ત્રણ વાર મેં ખુરશી બદલી, પણ કોઇ પણ ખુરશીને માંકડ છોડતા નથી.'

–અને, માંકડને કોઈ ઓછો હદપારીનો હુકમ ફરમાવાય છે? એટલે કોર્ટના સીપાઇને માજીસ્ટ્રેટે જણાવ્યું: 'ખુરશીઓ મહિનામાં એક વાર ફીનાઇલથી ગરમ પાણીથી ધોવાય એ ધ્યાન રાખજો.'

–એ વાતને તો દશ વર્ષ વીતી ગયાં છે: મને આશા છે

કે, ઉપલી સુચના હજી અમલમાં મૂકાતી હશે.

*

### એડવોકેટનો અનુભવ

કોર્ટોમાં સૌથી વધારે માંકડ સ્મોલ કોઝીઝ કોર્ટની ખુરશીઓમાં હોય છે એમ જાણકારો જણાવે છે. થોડા જ મહિનાઓ પર એક ઉગતો એડવોકેટ ત્યાં કેસ ચલાવતો હતો ત્યારે ન્યાયાધીશ સમક્ષ દલીલ કરતાં તે ઓચિંતો અટકી ગયો અને ન્યાયાધીશે પૂછ્યું: 'કેમ અટકી ગયા ?'

'માફ કરજો, સાહેબ ! પણ, એક માંકડ ખુરશીમાંથી, મારા કોટમાં પાછળથી પેઠો, ત્યાંથી ખમીસને ચોંટી બાંહ્યમાંથી ફરી પાછો, મને ચટકા ભરીને બ્હાર નીકળવા માટે પ્રયાસ કરે છે.'

'કયાં તો, તમે માંકડને બ્હાર નીકળવા દો; અથવા તો દલીલો કરો. પણ, બે વસ્તુ એકી સાથે નહિ બને !' ન્યાયાધીશે કહ્યું અને એડવોકેટ માંકડ ખંખેરવા બહાર ગયો.

*

### ઘેર લઇ જઇએ ત્યારે

નાટય સીનેમાની ખુરશીઓમાં કે આગગાડી અને ટ્રામમાં વારંવાર માંકડ કરડે છે એ સૌ જાણે છે. પરંતુ, તે વિષેની ફરિયાદ પર સત્તાવાળાઓ નહિ જેવું લક્ષ દે છે એટલે, મારા જેવાએ તો હવે એ વિષે ફરિયાદ કરવાનું પણ છોડી દીધું છે. પણ આપણી મુંઝવણ ત્યાંથી ટળતી નથી. કોર્ટમાં કે વાહનોમાં બેઠા પછી અને વસ્ત્રો પર માંકડ લાગ્યા પછી એ માંકડ ઘેર આવે છે, અને પોતાની કોમની વસ્તી વધારવાનો તેઓ આપણે હિસાબે ને જોખમે આપણે ઘેર પ્રયાસ કરે છે ત્યારે ખરેખર 'માંકડ જાતિ મૂર્દાબાદ'ની ભાવના આપણે સેવીએ તો શું ખોટું?

*

**મકાનમાલિકનો વાંધો**

પોતાના ઘરમાં માંકડો વધારી દેવા માટે એક ભાડુત સામે મુંબઈનો એક ઘર માલિક મારે મોઢે ફરીયાદ કરતો આવ્યો હતો. એ વિષે એ ભાડુત સામે ફરિયાદ માંડી શકાય કે નહિ એની સલાહ માંગતો હતો. એને મેં જે સલાહ દીધી તે જાહેરમાં મૂકી શકાય એવી નથી. બાકી, મારે કહેવું જોઈએ કે, જાપાનમાં એવા ભાડુત સામે કામ ચલાવી શકાય છે—ઘેર માંકડો લાવે તો મકાનમાલિક તેને દંડાવી શકે છે.

*

**નીચલી કોર્ટમાં જીત્યો પણ–**

તાજેતરમાં જ ટોકીઓની વડી અદાલતે એ સંબંધી ચુકાદો આપ્યો છે. ત્યાં ગરમ ઝરણાંવાળા સ્હેલગાહના સ્થળે સાસુનોબુકે મુરાટા નામના મકાન માલિકે એક જણને પોતાનું ઘર ભાડે આપ્યું હતું. જ્યારે ભાડુતે પોતાનું ઘર ખાલી કર્યું ત્યારે ઘરમાં ખૂબ માંકડો હતા; આથી મકાન માલિકે, પોતા પાસે રૂા. ૩૦ જેટલી, ભાડુતની ડીપોઝીટ રહેલી રકમ પાછી આપી નહિ. 'ઘરમાંથી માંકડો કાઢવા મને એટલો ખર્ચ થશે.' એમ કહી એણે તે રાખી લીધી. ભાડુતે એ માટે ફરિયાદ કરી: નીચલી કોર્ટમાં ભાડુત જીત્યો પણ અપીલ થતાં વડી અદાલતમાં તે હાર્યો. મકાન માલિકનું પગલું વ્યાજબી હતું એમ ઠરાવવામાં આવ્યું.



## વીમાના એજંટો

વીમાનો ધંધો રસદાયક છે અને છેલ્લા એક દોઢ દાયકામાં તે એટલો વિકાસ પામ્યો છે કે, આજે ઘેર ઘેર નહિ તો ચાલે ચાલે કે માળાએ માળાએ, ચકલે ચકલે ને બજારોમાં થોકબંધ વીમા એજન્ટો માલૂમ પડે છે. આ વીમા એજન્ટોમાંના ઘણા વીમો ઉતારનારને જ પોતાના કમિશનમાંથી કમિશન આપે છે એટલે વીમો ઉતારનાર સ્હેલા-ઈથી વીમો ઉતરાવે છે. આમ ધંધો વધે છે પણ વીમા એજન્ટોની પ્રતિષ્ઠા ઓછી થાય છે.

એવા એજન્ટો પર નિયમન મૂકવા અને વીમાના ધંધાની ઘણી ખોડ ખાંપણ દૂર કરવા વડી ધારાસભા સમક્ષના વીમા-બીલ પર ચર્ચા શરૂ થનાર છે.

એ ચર્ચા ગંભીર પ્રકારની થશે, પણ વીમા-ધંધામાં જે રમુજી તત્વો રહેલાં છે તેનો ઉલ્લેખ તેમાં ભાગ્યેજ થશે તેથી એ ધંધાને લગતા કેટલાક સાચા પણ આશ્ચર્યજનક બનાવો અહીં રજૂ કરું છું.

*

**મિત્ર ઉત્તરો આપે છે**

એક જણે જીંદગીનો વીમો ઉતરાવ્યો હતો એના વિષેની માહિતી તેના એક મિત્ર પાસે વીમા કંપનીએ માગી. જે સવાલો પૂછ્યા હતા અને તેના જે જવાબો મળ્યા તે નીચે મુજબ:

સ—તમે એને કયારથી ઓળખો છો ?

જ—હું જન્મ્યો તે પછી બે વર્ષો થયાં.

સ–એની સામાન્ય ટેવો શું છે?

જ– ઉનાળામાં પહેરણુ અને ધોતીયું પ્હેરી દુકાને બેસે છે પણ શિયાળામાં ૧૦ વર્ષનો જૂનો જાડો ઉનનો કોટ પ્હેરી બેસે છે.

સ–એનો ધંધો શો ?

જ– પારકાની ખુશામત કરી પોતાનાં ગજવાં ભરવાનો.

સ–એને કોઇ દિવસ તાવ આવ્યો હતો ?

જ–હા, એક દહાડો બેલીફ આવ્યો હતો ત્યારે ટાઢિયો તાવ આવ્યો હતો, ટેમ્પરેચર નેવું પર ગઇ હતી બાર કલાકે તાવ ઉતર્યો હતો.

*

**દીલનું દર્દ**

અને વધુ એક પ્રશ્ન એવો હતો, કે એને કોઇ દિવસ દીલનું દર્દ હતું ?

જ–હા, પણ તનમનીશંકર ગોરે વસંતપંચમીને દિવસે તે મટાડી દીધું.

સ–એનો સ્વભાવ કેવો છે ?

જ–ચક્રમ

સ–એની એપ્લીકેશન કોઇ વાર નામંજૂર થઇ હતી ?

જ–હા, એક વાર એ ગોરા વેપારીની પેઢીમાં નોકરી રહેવા ગયો ત્યારે.

સ–એની વય તમે શું ધારો છો ?

જ–ગદ્ધાપચ્ચીશીમાંથી એ પસાર થઇ ગયો છે.

*

ચીરૂટોનો વીમો

પોતાની એક હજાર ચીરૂટોનું, પાણીના ભેજ અને અગ્નિથી રક્ષણ મેળવવા એક લંડન નિવાસીએ વીમો ઉતરાવ્યો હતો. તે સ્ટીમર પર પ્રવાસે જતો હતો અને સફરના દિવસો જેટલું જ જોખમ વીમા કંપનીએ લીધું હતું. ત્રણ માસે સફર પૂરી થઇ ત્યારે, વીમો ઉતરાવનાર ઓફિસમાં આવ્યો ને તેણે કહ્યું. 'ચીરૂટો બળી ગઇ: વીમાનાં નાણાં આપો!'

*

જાણી જોઇને બાળવા માટે

'સ્ટીમર પર નથી બળી કેમકે સ્ટીમર સલામત છે; બીજો સામાન પણ સલામત છે' તેને જવાબ મળ્યો.

'અરે, મારા સાહેબ, એ બધી ચીરૂટો મેં સળગાવી-ને પીધી. ચીરૂટો બળી જાય તો તમારે વિમાનાં નાણાં આપવાં એવી શરત છે.'

–સેક્રેટરી વિચારમાં પડી ગયો, તેણે તેને બીજે દિવસે આવવાનું કહ્યું. બીજે દિવસે એ આવ્યો ત્યારે વીમા કંપનીના સોલીસીટરે તેને જણાવ્યું: 'તારો દાવો તું જતો નહિ કરે તો કંપનીએ જે માલનો વિમો ઉતાર્યો હતો તેમાં જાણી જોઇને દિવાસળી ચાંપવાના-ને તે માલ બાળી નાખવાના આરોપસર તારી સામે મુકદમો મંડાશે.'



## જમીન બેસી જશે

તમને કોઇ એમ કહે કે તમે ઉભા છો તે ધરતી કે તમારૂં મકાન જ્યાં છે તે જમીન ધીમે ધીમે નીચે જાય છે અને થોડા વર્ષો પછી એ જમીન સાવ બેસી જશે ત્યારે તમને કેવી લાગણી થાય ?

ગઇ કાલે એવું બન્યું. એક વિદ્વાન ભુસ્તરશાસ્ત્રીની મેં મુલાકાત લીધી હતી, તેમણે મને જણાવ્યું કે, 'તમને નવાઇ લાગશે, પણ મુંબઇની ધરતી નીચે બેસતી જાય છે, કાળે કરી એ સાવ બેસી જશે અને સાગરનું પાણી બધે ફરી વળશે.'

*

**બે હજાર વર્ષ પછી ?**

પ્હેલાં તો હું ગભરાયો; કદાચ આખું મુંબાઇ પાણીમાં ગરક થઇ જાય તો ? પણ પછી મેં એમની સાથે ચર્ચા કરી ત્યારે તેમણે કહ્યું : 'આપણને ગભરાવા જેવું કાંઈ નથી : બહુજ ધીમી ગતિએ અહીંની જમીન બેસે છે એવો મારો અભિપ્રાય છે. પણ બે હજાર વર્ષ પછી તો મુંબઇ બેટ આખો નીચે બેસી જશે એ વિષે શંકા નથી.'

બે હજાર વર્ષ : ત્યારે તો આપણે–મારે ને તમારે શી ચિંતા છે ?–

આપણા સંતાનો, ને તેમના સંતાનો, ને તેમના સંતાનો... કોઇના વખતમાં એ નથી બનવાનું. જ્યારે મુંબઇ બેસી ગયું હશે ત્યારે લન્ડનમાં જંગલ થયું હશે, ને ન્યુયોર્કમાં રણ બન્યું

હશે, કચ્છ-ભુજમાં સો માળના મિનાર બંધાયા હશે, ને પીપલોદ મોટું વીમાની મથક બની ગયું હશે...

*

**અયોધ્યામાં અને દ્વારકામાં**

પણ પછી, આ ભુસ્તરશાસ્ત્રીએ દેશદેશની જમીન વર્ષો પહેલાં કેવી હતી, ને કેવી ઉંચી નીચી થઇ; જળ હતું ત્યાં સ્થળ, અને સ્થળ હતું ત્યાં જળ થયું એની વિગતવાર સમાલોચના કરી (દરમ્યાનમાં મેં એક ઊંઘ ખેંચી કાઢી) અને હિન્દમાંયે જંગલ હતું ત્યાં સરોવરો થયાં તેની વાત કરી.

તેઓ એમ માને છે કે અયોધ્યામાં રામ હતા ત્યારે, અને દ્વારકામાં શ્રી કૃષ્ણ હતા ત્યારે—એ બન્ને રાજનગરોમાં જમીન નીચી હતી: લાખોની વસ્તી હતી એથી ત્યાંની જમીન બેસી જતી હતી.

*

**ઢીલીનું 'દિલ્હી'**

મને લાગે છે કે, હસ્તિનાપુરનું સામ્રાજ્ય હતું ત્યારે ત્યાંની જમીન પણ નીચી બેસતી જતી હશે, તેમ વળી મોગલ યુગમાં એજ ભૂમિ પર દેહલીની જમીન પણ નીચી ગઇ હશે: કારણ કે એ બંને યુગમાં ત્યાંની ભૂમિ પર લાખોની પ્રજા રહેતી હતી; એ બંને યુગમાં ત્યાં પાટનગર હતું એટલેજ એમ બન્યું હશે. ત્યાંની જમીન એ કારણે પોચી થઇ ગઇ અને તેથી યાદ છે ને, ખીલો ઠોકવા જતાં જમીન 'ઢીલી' લાગી તેથી એનું નામ 'ઢીલી' એમ પડયું ને પાછળથી રૂપાંતર પામી 'દિલ્હી' બન્યું !

*

**અહીં પણ લાખ્ખો છે તેથી**

તેજ પ્રમાણે વીસ લાખની વસ્તીવાળી આ મુંબઇનગરીની જમીન પણ સાથેસાથ બેસવા માંડે એ બનવાજોગ છે, કેમ કે વીસ લાખની ભૂમિનો ભાર તે કોણ સહેશે?

ભુસ્તરશાસ્ત્રી માને છે કે, મુંબાઇની જમીન બેસવા માંડી છે ને તે પણ છેલ્લી પચ્ચીશીથીઃ એટલે એ જમીન સાવ બેસી જશે એમાં શંકા નથી પણ એમને એમ થાય છે કે, મુંબઇમાં તો થોડા સેંકડો માછીમારો હતા ત્યાં સુધી તો ભૂમિ બરાબર રહી, આપણે મુંબાઇની નજીકથી એટલે કે સાષ્ટિ, મહારાષ્ટ્ર, ગુજરાત, કચ્છ, કાઠિયાવાડના લોકો અહિં આવ્યા તોયે ભૂમિ નક્કર રહી. હવે જ કેમ તે નીચી બેસતી જાય છે?

*

**ત્યાં જમીન ઉંચી થાય છે?**

ઘણો વિચાર કરી એ ભુસ્તરશાસ્ત્રીને મેં જણાવ્યું છે કે, મદ્રાસમાંથી મુંબઇમાં ખૂબ ભરતી થઇ છે એટલે અહીં જમીન નીચી થતી જાય છે એ બનવા જોગ છેઃ માટે તપાસ કરો કે, મદ્રાસ બાજુ જમીન ઉંચી થતી જાય છે ખરી?



## ફીકાભાઈનું કરીશ

'તમે તો મારા જૂના મિત્ર છો, તમારે ને મારે કેવો સારો સંબંધ? આજે મારી નોક બળવો.' કહી ધારાસભા માટેના એક ઉમેદવાર મારા એક મુરબ્બી પાસે ગયા, અને જણાવ્યું: 'તમે બુદ્ધિશાળી છો એટલે વિચાર કરજો; ધારાસભામાં વર્ષોથી હું બેઠો છું, બને એટલી સેવા કરી છે. મારું ને તમારું નામ ઉજાળ્યું છે. તમે કહેશો તે ધારાસભામાં જઈને કરવા તૈયાર છું, પણ તમે મને મત આપજો.'

*

### મને વર્ષો પહેલાં બુદ્ધિ હતી

આ ઉમેદવાર બોલવે અટકે એમ ન હતા; સામા માણસને ખભે હાથ અડાડી તેમણે આગળ ચલાવ્યું: 'જુઓ, આ કોંગ્રેસવાળાઓને પાછળથી અક્કલ આવી કે ધારાસભામાં જવું જોઈએ. મને વર્ષો પહેલાં એ બુધ્ધિ હતી ને તેથી તમારા સૌની શુભેચ્છાથી હું ધારાસભામાં ગયો હતો, હવે આજે જ્યારે મારું મૂળ જામી ગયું છે ત્યારે આ કોંગ્રેસવાળા તે ઉખેડી નાખવા તૈયાર થયા છે. માટે બે દિવસ આવી અહીં ભાષણ કરી જાય તેમનું તમે સાંભળશો નહિ. આપણો જૂનો સંબધ યાદ કરો સમજ્યા...?'

*

### 'ફીકાભાઈનું કાંઈ કરીશ'

અને વળી બોલ્યા 'હા, તમને એમ લાગશે કે, હું સ્વાર્થ આગળ કરૂં છું, ના રે ભાઈ, ના! હું તો તમને ખાસ મળવાજ

આવ્યો છું, મારા મનમાં કે, ઘણા મહિનાઓથી મળ્યા નથી તે ખબર અંતર પૂછી આવું.' હા, મને ખબર પડી કે તમારા કીકાભાઇ બી. એ. માં આ વર્ષે નાપાસ થયા. આ યુનીવર્સીટીવાળાઓનું છેજ એવું: જુઓને હું ધારાસભામાં જઇને યુનીવર્સીટીવાળાઓને કેવા ઉધડા લઉં છું તે...હા, પણ તેમાં કીકાભાઇનું શું વળે એમ? અરે. જુવોને આપણે પેલા અમલદાર જોડે સારો પરિચય થવાનો છે. આ વર્ષે તો મારે સારૂ ઇલ્કાબ માટે પણ તેઓ ભલામણ કરવાના છે એમ સાંભળ્યું છે. એમને વળી બે શબ્દ કહીશ તો કીકાભાઇનું થઇ રહેશે. પાસ તો નહિ કરાવાય; પણ મારાભાઇ, એને માટે સારી નોકરી માટે એ વળી કોઇકને કહેશે...હા, પણ એ તો એમની સાથે પરિચય વધે ત્યારે અને તે હું ધારાસભામાં જાઉં તોજ થઇ શકે."

*

કોર્ટમાં જીતાડીશ

'મેં સાંભળ્યું'તું કે તમારી ન્યાતમાં પેલા મુંજી જોડે તમને સજ્જડ તકરાર થઇ છે. છાપામાં પણ વાંચ્યું'તું કે કોર્ટે વરઘોડો જશે. ગભરાતા નહિ. જવા દો! કોર્ટમાં તમે મારા મિત્ર...ને તમારા ધારાશાસ્ત્રી તરીકે રોકજો; તમે સાચા હો કે ખોટા હો. પણ એ એવી દલીલબાજી કરશે કે તમે ચોક્કસ જીતવાના...પણ એ ફી વધારે માગશે એમ લાગે છે?...ના, ભાઇ ના, એ તો હું અને એ બન્ને ગઇ ધારાસભામાં સાથે સભ્યો હતા: એમની એક બે બાબતમાં, મેં એમની જોડે મત આપેલો—એવાં બે ચાર એમનાં કામ કરી દીધેલાં એટલે આપણા કેસમાં મોટી ફી શું—કાંઇ ફી—નહિ લે. પણ જુઓને એ બધા આ ધારાસભાના પ્રતાપ: એ તો હું ત્યાં રહું તો આવું કામ થયા કરે, પેલા કોંગ્રેસવાળા તમને શું કરી આપવાના?

*

**દુષ્કાળ છે તો શું કરશું ?**

'તમારા ગામમાં દુકાળ પડેલો છે, લોકોને આ વર્ષે ખાવા અન્ન નથી એમ કહો છો ત્યારે તો મારે બમણા ભારથી કહેવું જોઇએ કે અમને ધારાસભામાં મોકલો: જુઓ, કોંગ્રેસવાળા તો કહેશે કે, ગભરાઓ નહિ: આપણા હાથમાં તંત્ર આવશે, સ્વરાજ આવશે ત્યારે દુકાળમાં રાહત મળ્યાજ કરશે, પણ હું તો સરકાર દરબારમાં જમ્યા કરીશ, એમને ત્યાં માનના મેળાવડામાં હર્યાફર્યા કરીશ ને વાત કરીશ કે આ ગામમાં દુકાળ છે તે કંઇક થવું જોઇએ.'

*

**કમિટી નિમાવડાવીશ**

અને જેવી ધારાસભાની બેઠક મળે કે'ની કે તરતજ પ્હેલો સવાલ પૂછીશ કે આ ગામમાં દુકાળ પડયો છે તે વાત સાચી છે? સાચી હોય તો સરકારે શાં પગલાં ભર્યાં ? ભર્યાં હોય તો તે પગલાં પુરતાં છે ! વગેરે...

અને જુઓને એ દુકાળની સ્થિતિ તપાસવા એક કમિટી નિમાવડાવીશ: એ કમિટીમાં પાછો હું જ હઇશ એટલે તમને રાહત મળ્યા વિના નહિં રહે.

પણ એ બધું કયારે બને ? હું ધારાસભામાં જાઉં તો. માટે તમે મારે માટે જ કામ કરો, મને મત આપો અને અપાવો.



## કામરૂ દેશની કામિની

કામરૂ દેશમાં કામિનીઓનું રાજ્ય ચાલે છે. ત્યાંની સ્ત્રીઓ પુરૂષોને દિવસે પ્રાણીના રૂપમાં રાખે છે, અને રાતે તેને માનવ બનાવી દે છે એવી દંતકથા છે. મંત્રવિદ્યાથી રૂપપરિવર્તન થાય છે એટલે તેનું રહસ્ય પમાતુ નથી. હીરાલાલ નામનો બંગાળી એ મંત્રવિદ્યા શિખવા ત્યાં ગયો, સાધુ થયો અને પાછો પોતાના મુલકમાં આવતો હતો એટલે મગરનું રૂપ પામ્યોઃ તેણે મગર તરીકે અશુદ્ધ ખોરાક ખાધો એટલે તે મગરમચ્છ થયો. આ રૂપમાં તે ગંગાજીમાં જઇ ન્હાયો હોત તો પાછો માનવી થાત, પણ તે પહેલાં તેની જીવનદોરી ખુટી અને તે ગોળીબારનો ભોગ થયો

*

### વિદ્યા શિખાય છે પણ

કામરૂદેશમાં મંત્રવિદ્યાથી હેરાન પરેશાન થયલો આ એકજ આદમી નથી, જે ત્યાં જાય છે, તે બધાંને ત્યાંના યોગીઓ, સાધુઓ કે સ્ત્રીઓ તેમને મંત્રવિદ્યા શિખવે છે. પણ તેનો ઉપયોગ તેઓ બીજા દેશમાં જઇ ન કરે એવી પુરતી તકેદારી રાખે છે, એટલે એ વિદ્યા શિખવામાં જેટલી સરળતા છે, તેટલીજ તે જોખમકારક છે. જુઓને આ હિરાલાલનો દાખલો-તે શિખવા ગયો, શિખ્યો ને સાધુ થયો પણ મહાત્મા થવાને બદલે મગર થઇ કમોતે મુઓ

*

### સત્કાર કર્યો, અને પછી

'હું ત્યાં ગયો ત્યારે રૂપરૂપની રંભા સમી ત્યાંની એક કામિનીએ મારૂં ભારે સ્વાગત કર્યું' એમ સુરત જીલ્લાના એક

ગામડામાં એકાંતવાસમાં રહતા એક ચીંથરેહાલ બુઝર્ગે મને થોડા વર્ષ પર કહ્યું હતું અને ઉમેર્યું હતું કે: 'મને તો એમજ થયું કે, હું સ્વર્ગમાં છું. જ્યાં જોઉં ત્યાં પરીઓજ દેખાય! પુરૂષ એકકેય નહિ. રાત પડી–કૌમુદીનો પ્રકાશ રેલાયો: મનોહર ઉપવનમાં સુવાસિત પુષ્પોના ઝુલતા હિંડોળા પર કામિનીએ મને આનંદ પ્રમોદમાં તલ્લીન કર્યો પણ પરોઢ થયું–અને હું ઘેનમાં હતો ત્યારે ઓચીંતો પોપટના રૂપમાં ફેરવાયો.

*

### ફરીથી મારે ત્યાં જવું નથી

'હું મુંઝાયો–અકળાયો. જેણે મને પ્રિયતમ તરીકે રાખ્યો એ સુન્દરીને મેં કહ્યું: 'મને માનવ બનાવ' પણ એ સાંભળેજ શાની? એણે મને એવોજ રાખ્યો. સન્ધ્યા થઇ અને તેણે મારા પર પાણી છાંટયું અને મને માનવ બનાવ્યો. સુગન્ધીત અંગોળ, મેવા મીઠાઇનું ભોજન અને ભોગ વિલાસ: એનું એ ઉપવન, એનો એ હિંડોળો: પણ દિવસે પોપટ, રાતે પુરૂષ–એમ પરંપરા ચાલ્યા કરી.

એકદા, રાતે હું સટકયો, અને એક સાધુની દયા ભાવનાથી હું ત્યાંથી નાસી છૂટયો ફરીથી મારે કોઇવાર ત્યાં જવું નથી.'

*

### વાંદરો થઇ રહ્યો

આવાં ઉદાહરણ ઘણાં છે–અનેકને મોઢે સંભળાય છે. એક માણસ વાંદરો બની, વર્ષો લગી ત્યાં રહ્યો હતો, તે માનવરૂપ જ પામ્યો, અને વાંદરાના રૂપમાં તિબેટની તળેટીમાં જઇ રહ્યો. માનવમાં હોય તેવા અનેક લક્ષણ તેનામાં હતા, એટલે

ત્યાના માનવીઓને નવાઇ લાગી. એ વાંદરાએ પોતાની એ પાછલી જિંદગી પ્રભુભક્તિમાં વીતાવી.

બીજા એકનો અનુભવ એથી વિચિત્ર છે. ત્યાંની એક સ્રીએ તેને ઘરમાં પતિ તરીકે રાખ્યો. તે રાતભર તેની સુશ્રુષા કરતી. મનોહર સ્મિત અને આકર્ષક સંગીતથી તેને આનંદ કરાવતી પણ દિવસે એને બિલાડાના રૂપમાં ફેરવતી. એક રાતે એણે એને કહ્યું : 'મને દિવસે આમ કેમ રાખે છે ? તારો પ્રેમ સાચો હોય તો ચાલ–આપણે બે આપણા દેશમાં જઇએ ! '

'ના, એ નહિ બને. હું ત્યાં આવું તો બિલાડી બની જાઉં!' સ્રીએ કહ્યું 'અને હવે તો તમને ય નહીં છોડું.'

પણ કોઇ સદ્‌ભાગી પળે એય ત્યાંથી નાસી છૂટ્યો. આજે એ માણસ કાશ્મીરમાં ભટકતો ફરે છે. કદીક આ તરફ આવે છે.

*

**ક્યાં હશે એ દેશ ?**

અજબ અનુભવ છે-આ પ્રાણીરૂપમાં બદલાઇ જવાનો. જે ત્યાં જઇ શકતા નથી એવા સાહસવીરો ત્યાં જવા લલચાય છે: કોઇ વિલાસ વૈભવ ભોગવવા ઝંખે છે, કોઇ મંત્રવિદ્યાની પ્રાપ્તિના આશયથી જાય છે, પણ જે જાય છે તે જીવનભર પસ્તાય છે. કયાં તો તે ત્યાં કાયમ માટે સપડાઇ જાય છે: અથવા આવે છે તો હેરાન થઇને આવે છે.

એ દેશ ક્યાં હશે ? એવરેસ્ટ અને નંદાદેવી પર જનારાઓ ત્યાં જઇ એની શોધખોળ કરી આવવાનું સાહસ કરશે ખરા !



## ક્યાંથી ફૂટી નીકળ્યા?

'તમે તો અવસાન પામ્યા હતા અને ક્યાંથી ફૂટી નીકળ્યા!' એમ રવિવારે મારે એક જણને પૂછવું પડ્યું ત્યારે એ પ્રશ્ન પૂછતાં મને, ને એ સાંભળતાં પેલાને, એકસરખું જ આશ્ચર્ય થયું. વાત એમ હતી કે, એ છએક માસ પર મરી ગયો છે એવી વાત ખૂબ પ્રચાર પામેલી પણ એના ખુલાસા પ્રમાણે એ મરી ન્હોતો ગયો; જંગલમાં એકાંતવાસ માટે ગયો હતો. ઘણીવાર માણસોને આવા પ્રસં-ગોનો અનુભવ થાય છે. કેટલીક વાર આપણા મરણની જાહેરાત કરવાની આપણા કરતાં બીજાઓને વધારે ઉતાવળ હોય છે. તેમ કેટલીકવાર, બીજાઓ આપણા મૃત્યુ વિષે જેમ બને તેમ જલદીથી સાંભળે એવી પણ કેટલાંકની ભાવના હોય છે.

*

### સસરાને મુઝવવા

પોતે મરણ પામ્યો છે એવી જાહેરાત, કેટલાક વર્ષ પર પૂનાના 'કેસરી' પત્રમાં એક જણે છપાવી મારી હતી, એ માણસ સુશિક્ષીત હતો, ગ્રેજ્યુએટ હતો. પોતાના સસરા સાથે તેને ઝઘડો થયેલો. 'જમાઇ મરણ પામ્યો છે, એમ જાણી એને આઘાત થાય' એવી ભાવનાથી જ એણે એવી જાહેર ખબર છપાવેલી.

*

### મુશ્કેલીમાંથી બચવા

ભારે આર્થિક વિપત્તિમાં આવી પડતાં, એક માણસે એક અખબારને પોતાના મૃત્યુની જાહેરાત, કાગળ લખીને પોતાના

મિત્રને નામે મોકલી. અખબારમાં એ જાહેરાત છપાઇ. પછી એ ભાઇસાહેબ જાતે છાપાની ઑફીસમાં આવી છાપાના મેનેજરને દાટી ભીડાવી: 'હું તો અહીં જીવતો છું અને મારા અવસાનની ખબર તમે છાપી તેથી મને ઘણું નુકશાન થયું છે-તમારી સામે દાવો માંડીશ,' સદ્‌ભાગ્યે, એ છાપાના સંપાદકે મૂળ કાગળ સાચવી રાખેલો તે તેને બતાવ્યો, આ માણસનાજ એ હસ્તાક્ષર હતા, અને એના મિત્રની ખોટી સહીથી એ કાગળ લખાયો હતો એટલે પોકળ ફુટી ગયું.' એણે દાવો માંડવાનો વિચાર માંડી વાળ્યો.

*

**માતા પાસે ગયો ત્યારે**

પોતાના લેણદારો માથું ખાતા બંધ થાય તે માટે તેણે મૃત્યુની ખબર છપાવેલી, એ અર્થ તો સરી ગયો એમ માની શહેરમાં હવે પોતે દેખા ન દે તો સારું, એવો વિચાર કરી તે વતનમાં–ગામડામાં પોતાની માને મળવા ગયો; એના મનમાં હવે ત્યાં જ રહીશ. શહેરના છાપામાં આવેલા મરણ સમાચારની એ ડોશીને શી ખબર હોય! પરંતુ અખબારોના વાંચકોએ ડોસીમાને તે વિષે ખબર કરી જ દીધેલી: એટલે એ તો હૈયાફાટ રોતી હતી. 'જૂવાન જોધ દી...ક...રો મરી ગયો રે...' કરીને એ તો પોક મૂકતી. આથી જ્યારે એની પાસે આ જૂવાન એક સાંજે ઓચીંતો ગયો ત્યારે તે ગભરાઇને બૂમો પાડવા લાગી.

*

**ભૂત આવ્યું છે**

'મને કોઇ બચાવો! મારા છોકરાનું આ ભૂત મને સતાવે છે' કહી બેબાકળી ડોસી આમથી તેમ દોડવા લાગી અને

ગભરાવા માંડી.

'બા, હું ભૂત નથી. જરી જો તો ખરી: હું તારો દીકરો' પણ ડોસી માનેજ શાની ?

'મારા મૃત્યુની વાત કોઇ વેરીએ છપાવી મારી છે' એવું કહ્યું ત્યારે ડોસી કંઇક શાંત પડી.

*

**રામનામનો કીમિયો**

પણ ડોસીના મનમાંથી વ્હેમ ગયો નહિ. નક્કી આ ભૂતજ છે એમ તો તેને લાગ્યું. તેને વિચાર આવ્યો કે ભૂત કોઇ દિવસે રામનામ બોલે નહિ. લાવને જીવ, આની કસોટી કરી જોઉં.

'તું રામ-નામ જપ્યા કરે, તો જાણું કે તું ભૂત નથી' ડોસી બોલી.

–અને એક ખુણામાં બેસી તેણે રામનામ જપ્યા કર્યું ત્યારે ડોસીને ખાત્રી થઇ કે એ ભૂત નથી.

હવે એ માણસ, ખોટી ખબર ફેલાવવાથી થતા ગેરફાયદા વિષે એ ગામડામાં રોજ સાંજે પ્રવચન કરે છે.



## વિકસતુ વિજ્ઞાન

થોડા દિવસો પર એક વિજ્ઞાનશાસ્ત્રીએ પુરવાર કર્યું છે કે, નાનાં મોટાં જીવડાંઓ બોલી શકે છે અને એક બીજા સાથે સારી પેઠે વાતો કરી શકે છે. બધાં પ્રાણીઓ પરસ્પર વાતો કરી શકે એવી એકેય રાષ્ટ્રભાષા તેમનામાં પ્રચલિત નથી, જુદી જુદી કોમની જુદી જુદી ભાષા હોય છે. એ મધમાખ કેવી રીતે વાત કરી શકે છે તે આ વિજ્ઞાનશાસ્ત્રીએ સાંભળી છે. અલબત, તેમની ભાષાની જાણ એ વિદ્વાનને ન હોવાથી તેનો અર્થ એ કાઢી શક્યા નથી. નહિ તો તેનો ગુજરાતી તરજુમો-પણ એક પુરાવા તરીકે-આપ નામવરોના કરકમલમાં રજૂ કરત.

*

### પ્રણયગોઠડી સાંભળી

એ વિજ્ઞાનશાસ્ત્રી ડૉ. આર. ટી. બેટી થોડા વખત પર એક એકાંત ઓરડામાં ટેલીફોન પર એક માખ લાવ્યો તેણે એ માખને વાત કરવા દીધી-થોડીવારે બીજા ઓરડામાં એક માખીને રાખવામાં આવી. માખની વાત સાંભળી તે રાજી થઇ, અને તેણે પણ વાત કરવા માંડી. તેમની પ્રણય ગોઠડી આ વિજ્ઞાનશાસ્ત્રીએ સાંભળવાની અણઘટતી છૂટ લીધી! પ્રાણીઓ બિચારા લાચાર છે, નહિ તો આ વિજ્ઞાનવાદીએ આવી લીધેલી છૂટ માટે સભા ભરીને તેની સામે તિરસ્કારનો ઠરાવ પસાર કરત.

### માયાળુ કીડી-મંકોડા

પણ, હું તો એક પગલું પણ આગળ વધી આ વિષે વિચાર કરવા માગુ છું. મને એમ લાગે છે કે, માખી જેવા

નાના પ્રાણીઓ પોતાના જાત-ભાઈઓ-કે બ્હેનો સાથે વાત કરવા માગે છે એમ નથી પણ તેઓ બીજાઓ સાથે-માનવીઓ સાથે પણ ભળવા માગે છે. સુખ દુઃખ કહેવા, સાંભળવા માગે છે અને જ્યારે તેઓ તેમાં નિષ્ફળ નિવડે છે ત્યારે તેઓ ભારે ગુસ્સે થાય છે. દાખલા તરીકે, કીડી કે મંકોડો આપણી સાથે વાત કરવા આવે છે. પગ પર હાથ પર કે બરડા પર બેસે છે તોયે આપણે તેની દરકાર કરતા નથીઃ તેને આવકાર દેતા નથી. ઉલટું જો નજરે પડે તો આપણે તેને હડધૂત કરી નાખીએ છીએ અથવા કાઢી મૂકીએ છીએ.

*

અપમાનનો બદલો

વારંવાર માનવીઓ તરફની આવી વર્તણુંકથી કીડી મંકોડા કે માંકડ મચ્છર ચીઢાઈ જાય છે-ને એવો વિચાર કરી પાછા આવે છે કે, 'આ વખતે આવકાર આપે તો ઠીકઃ નહિ તો થયેલા અપમાનનો બદલો લઈશ!' પણ આપણે તો તેના વિચારને જાણતાયે હોતા નથી એટલે જ્યારે એ આવે છે અને આપણે તેને આવકાર આપતા નથી ત્યારે તે તરત જ આપણને કરડે છે; પણ તે ચોક્કસ એવો ગણગણાટ કરે છે કે, 'લેતો જા મારૂં અપમાન કર્યું તેનો બદલો લે.'

*

માનવીની ક્રુરતા

આ સંબંધમાં મચ્છર બહુ યુક્તિ વાપરે છે. તે રાત્રે અંધારામાં ચટકા ભરે છેઃ પરાંવાસીઓ એ વિષે ખાત્રીપૂર્વક વિગતો રજૂ કરી કરી શકશે. મચ્છરનો હેતુ શુભ હોય છે. પરાઓમાં તેઓ વંશપરંપરાથી જીવે છે. સાચી વાત એ છે કે.

તેઓ જ અહિંના મૂળ વતનીઓ છે. માણસોએ એ પ્રદેશ પર ચઢાઇ કરી: જેમ હબ્સીનિયા પર ઇટાલીયનો આધિપત્ય ભોગવે છે તેમ હવે પરાંઓમાં મચ્છરો પર માણસો આધિપત્ય ભોગવવાનો નિરર્થક યત્ન કરે છે.

*

**નાક પર આવી બેસે છે...**

માણસને તો, મચ્છરો 'હરીજન' જેવા લાગે છે. તેમનાથી અભડાતા હોય તેમ તેઓ તેને હંમેશા દૂર કરે છે. મચ્છરોને કેદમાં પુરાવાનું અશકય છે એ તેઓ જાણે છે એટલે બ્હીકણુ બની મચ્છરદાનીમાં જાતેજ પુરાય છે. તેમ છતાં મચ્છર બહુ માયાળુ હોય છે; કમનશીબે તેને એવી ભ્રમણા રહી ગઇ છે કે, માણસ મોંથી નહિ પણ નાકથી વાત કરે છે એટલે આખા દિવસના કામકાજમાંથી પરવારી માણસ રાતે સૂવે ત્યારે સુખદુ:ખની ગોઠડી જરૂર કરશે એમ માનીને જ—માણસના નાક પર આવી મચ્છર બેસે છે. પણ ઉપકારનો અપકારથી બદલો વાળનાર માણસ તેને હાંકી કાઢવા હાથ ઉઠાવે છે; મચ્છર તો ચાલી જાય છે પણ માણસને કુદરત બદલો દે છે—તેનો હાથ તેના પોતાના જ નાક પર પછડાય છે.



## અધિપતિનો પ્રભાવ

જો કોઇ અખબારનો અધિપતિ બિમાર પડે કે મરણ પામે, તેનાં પોતાનાં લગ્ન થાય કે તેના પુત્રનાં લગ્ન થાય, તેને ત્યાં મેળાવડા મિજલસ થાય કે તે પરદેશ પરવરે એની જાહેરાત તેના પોતાના જ પત્રમાં થાય એવું અનેકવાર બન્યું છે પણ તેને ત્યાં સંતાન પ્રાપ્તિ થાય તેની જાહેરાત પણ થાય એ કંઇક નવાઇભર્યું લાગે છે. થોડા વર્ષ પર મુંબઇના એક અંગ્રેજી અખબારના સંચાલકે, પોતાને ત્યાં થયલા પુત્રી જન્મની જાહેરાત, પોતાના જ પત્રમાં કરેલી, કંઇક એવી જ પ્રસિદ્ધિ એક હિંદી દૈનિક અખબારમાં આકર્ષક સ્વરૂપમાં મેં હમણાં જ જોઇ.

*

### કન્યારત્નની પ્રાપ્તિ

'હાર્દીક વધાઇ' એવા મથાળા હેઠળ, 'હિન્દુસ્તાન' દૈનિકમાં એવી બાતમી આવી છે કે: સ્થાનિક 'નવયુગ'ના માજી સંપાદક અને 'હિન્દુસ્તાન'ના સહકારી સંપાદક શ્રીયુત અવનીન્દ્રજી વિદ્યાલંકારને કન્યારત્નની પ્રાપ્તિ થઇ છે એ માટે એમને હાર્દીક વધાઇ હો.'

કન્યારત્નની પ્રાપ્ત એ જો ઘણો જ મહત્વનો, અને અખબારના વાંચકોને જણાવ્યા વિના ન જ ચાલે એવો પ્રસંગ હોય તો તે બીનાની પ્રસિદ્ધિ જરૂર થવી ઘટે; પણ, બીજાં સગાંવ્હાલાં કે મિત્રોને કાગળ લખી આ માહિતી આપવાને બદલે–એટલી મહેનત બચાવવા માટે અખબારોનો ઉપયોગ

થયો હોય તો તેમ કરનાર પત્રકારની બુદ્ધિ માટે માન ઉપજ્યા વિના નહિ રહે.

*

**લગ્નની પ્રસિદ્ધિ**

મશહુર વ્યક્તિઓના ને તેમનાં પ્રિયજનના મહત્ત્વના જીવન પ્રસંગોની નોંધ પત્રકારો લે છે. તેમનાં ચિત્રો પણ પ્રકટ કરે છે, તો પછી તેમને ત્યાં થતાં જન્મમરણ, સીમંતવિધિ કે સ્હેલગાહ, વિવાહ કે વરસીની નોંધ આકર્ષક સ્વરૂપમાં તેઓ કેમ પ્રકટ ના કરે ? મને યાદ છે કે, મુંબઇના એક દૈનિક પત્રના તંત્રીખાતામાંથી, ત્રણેક વર્ષના ગાળામાં, પાંચેક જણા પરણ્યા. જેમ એક એક જણ પરણતો ગયો તેમ તેમ તેની પોતાની પત્ની સાથેની છબી એ અખબારમાં પ્રકટ થઇ.

*

**પિતા ગયા—અને તેથી...**

પોતાના પિતાના અવસાનની જાહેરાત એક પત્રકારે તાજેતરમાં કરી હતી, પણ અઢારેક વર્ષ પર ગુજરાતના એક અઠવાડીકે એ વિષેની જે જાહેરાત કરેલી તેવી જાહેરાત હજી થઇ જાણી નથી. તે અધિપતિએ એવું લખેલું કે 'અમારા પૂજ્ય પિતાશ્રી ગયા. દમની દશ વર્ષની વ્યાધિ ગયા શુક્રવારે જીવલેણ નીવડી ને તે ગયા. અમને નાનપણથી ઉછેરવામાં અને પેપરની બાબતમાં અમને ઉત્તેજન આપવામાં તેમનો હિસ્સો જબરજસ્ત હતો. અમારૂં એ છત્ર જવાથી અમારા દુઃખમાં જે સ્નેહીઓએ સહાનુભૂતિ દર્શાવી છે તેમનો અમે આભાર માનીએ છીએ.

*

**સારૂં થયું કે તમે......**

'વાચકો; હિંદુ સંસારમાં મૃત્યુ પાછળ ક્રિયા થાય છે તે મુજબ અમારા પિતાના મૃત્યુ પાછળ પણ ક્રિયા કરવાની છે, આવતા મંગળવારે એમની પાછળ નાતવરો થશે. એ કાર્યને પહોંચી વળવામાં ખર્ચ થશે. માટે, કેટલાક અઠવાડિઆઓ સુધી, અચોક્કસ મુદત લગી, આ પત્ર પ્રકટ થશે નહિ.' વગેરે.

—કહે છે કે, એક વાંચકે વળતી ટપાલે એ પત્રના સંચાલકને દિલાસો આપનારો પત્ર લખેલો અને જણાવેલું કેઃ 'તમારૂં પત્ર હાલ નિયમિત પ્રકટ નહિ થાય તો વાંધો નહિ. લવાજમનાં બાકીનાં નાણાં પાછાં મોકલજો. અમને સંતોષની વાત માત્ર એટલી જ છે કે, તમારા બાપના બારમા માટે સંકટ નિવારણનો ફાળો તમે છાપાદ્વારા ઉઘરાવ્યો નથી.'

*

**એક અંક બંધ કેમ રહ્યો ?**

એક જૂનું પણ ખડખડપાંચમ અઠવાડિક આવી બાબતમાં એક ડગલું આગળ વધ્યુ હતું. તેના મુખ્ય સ્થાપકની સહીથી એ અઠવાડિકમાં 'અમારા વાચકોને' એમ જણાવવામાં આવેલું કેઃ 'આ પત્રના હોંશીલા કાબેલ અને અનુભવી અધીપતિ મી....... જેમનાં લગ્ન ગયા વૈશાખ માસમાં જાણીતા શરાફ શેઠ.........ની પુત્રી અ. સૌ............ સાથે થયાં હતાં, તેમને ત્યાં... દિવસે સિમન્તનો અવસર હોવાથી, એ અનિવાર્ય સંજોગને કારણે, આવતો અંક પ્રકટ થઇ શકશે નહિ.'



## ફુરસદ નથી

'માફ કરજો, મને વાત કરવાની કે, જમવાની પણ ફુરસદ નથી. મારે લખ્યેજ જવું જોઈએ.' બ્રીટનના એક જાણીતા લેખકે પોતાને મળવા આવનાર એક પત્રકારને તાજેતરમાં મુલાકાત આપવાની ના પડતાં ઉપરના ઉદ્ગાર કાઢ્યા હતા અને વધુમાં જણાવ્યું હતું કે "મારા પ્રકાશકે મારી નવી નવલકથા માટે ત્રણ માસથી જંગી જાહેરાતો કરી છે. હવે ચાર દિવસમાં એ પુસ્તક તેને પુરૂં કરી ન દઉં તો મારૂં વચન જાય, કરાર તૂટે; પ્રતિષ્ઠા જાય."

—અને વાત ખરી છે. બ્રીટનમાં વાંચનનો શોખ હવે એટલો બધો વધી ગયો છે કે, જેમ સવારે નિકળેલું અખબાર બાર વાગે જૂનું લેખાય છે તેમ આ મહિને નિકળેલું પુસ્તક આવતે મહિને જૂનામાં ખપી જાય છે.

*

### ઝડપભેર લખવું પડે છે

પણ, ત્યારે પુસ્તકો લખવાને, સારાં પુસ્તકો લખવાને લેખકોને કેટલો બધો શ્રમ પડતો હશે? તેમાં યે, જાણીતા લેખકોને મશીનની પેઠે કેટલી બધી ઝડપ રાખવી પડતી હશે?

એડગર વોલેસ દર અઠવાડિયે નવલકથા લખી નાખતો અને બેમાર પુસ્તકો પ્રકટ કરાવી સાહિત્યની સૃષ્ટિને અચંબો

પમાડતો. એમ કહેવાય છે કે જ્યારે પુસ્તક તાકીદે તૈયાર કરવાનું હોય ત્યારે દરરોજ સરેરાશ ૩૬,૦૦૦ શબ્દો તે લખતો. તે માટે રોજ ૧૫ કલાક તેને કામ કરવું પડતું. સામાન્ય રીતે જો રોજના ૧૦,૦૦૦ શબ્દો લખાય તો તેને સંતોષ થતો.

*

### ઓચીંતો લેખક થયો

એનાથી જરા જુદી તરાહમાં સુવિખ્યાત થયેલા 'હેટર્સ કેસલ'ના લેખક ડૉ. ક્રોનીનની ઇચ્છા પુસ્તક લખવાની હતી જ નહિ, પણ જ્યારે તેને ફરજીયાત ત્રણ કેસ માટે બહારગામ જવું પડયું ત્યારે તેણે 'હેટર્સ કેસલ' લખી અને તેનાં છેવટનાં પ્રકરણ તો ખૂબ ઝડપભેર, રોજના ૫,૦૦૦ શબ્દોને હિસાબે લખ્યાં. એક પ્રકાશકે એ પુસ્તક જોયું ને ઝડપી લીધું. એ પુસ્તકની એક લાખ નકલ બ્રીટનમાં અને અમેરિકામાં ખપી ગઇ. ૭ ભાષામાં તેનો તરજુમો થયો; તેની ફીલ્મ નીકળી અને નાટકમાં પણ તેનું રૂપાન્તર થયું.

*

### બેનેટને મઝા પડતી ?

આપણને એમ લાગે કે, પુસ્તકો વેચનારાઓને ત્યાં, કે તેમના કેટલોગોમાં, છાપાઓમાં થતી જાહેરાતોમાં કે પોસ્ટરો પર લેખકોનાં નામ જાહેર થાય છે, તેમની છબીઓ છપાય છે એટલે લેખકોને પોતાનાં કાર્યમાં મઝા પડતી હશે, એવું કંઇ ખાસ નથી. આર્નોલ્ડ બેનેટ જેવા ઘણાજ પ્રખ્યાત લેખકે એકવાર કહ્યું હતું કે, "લખવામાં ખાસ મઝા નથી પડતી;

એકવાર લખાઇ ગયા પછી મઝા પડે છે." કોનરેડે પણ સેસીલ રોબર્ટસને એક વેળા એમ કહેલું કે, લખવાની મઝા મેં કદી માણી નથી. મોરીસ હ્યુલેટે પણ ચોકખું જાહેર કરી દીધું હતું કે, 'રેડ ઇન ટસ્કાની' લખતાં તો મારો દમ નીકળી ગયો.

*

## ખૂબ લખનારા

આર્નોલ્ડ બેનેટનો જ દાખલો લો. એક વર્ષમાં એણે એક નાટક લખ્યું, એક ચાલુ વાર્તાના ચાર મોટા હપ્તા લખ્યા, ૨૨૪ ટૂંકી વાર્તા કે લેખો લખ્યા. વળી એ વર્ષમાં તેણે આઠેક મોટી વાર્તા લખી જે પ્રગટ ન થઇ અને એક મોટી નવલકથાની સંપૂર્ણ રૂપરેખા દોરી.

અનેક જાણીતા પુસ્તકોના લેખક સર ફીલીપ્સ ગીબ્સે 'સ્ટ્રીટ ઓફ એડવેન્ચર' નામની ઘણીજ વખણાયલી ચોપડી જેમાં દોઢ લાખ શબ્દો છે તે એક માસમાં લખી હતી; અને એને બાજુએ મૂકી દે એવો દાખલો અમેરિકન લેખક હેમ્ટન ડેલ બોટનો છે. માઇકલ કોલીન્સની ૬૭,૦૦૦ શબ્દોથી ભરેલી જીવનકથા તેણે એક અઠવાડિયામાં પૂરી કરી હતી.

*

## બર્નાર્ડ શો ટ્રામમાં લખતો

જ્યોર્જ બર્નાર્ડ શો ઘણીયવાર ટ્રામ ગાડીમાં બેસીને લખતો. તેણે પણ લેખક તરીકે ઘણી સખ્ત મહેનત કરી છે. તેને જ્યારે પૂછવામાં આવ્યું કે લેખક તરીકે તમે સફળ થયા

તેનું કારણ શું? ત્યારે તેણે પોતાના સ્વભાવ પ્રમાણે નીચે મુજબ વિચિત્ર જવાબ આપ્યા હતા: 'હું માંસ કે માછલી વિનાનો ખોરાક ખાઉં છું, તમાકુ કે દારૂ પીતો નથી, દિવસના ૧૬ કલાક કામ કરું છું, અને જરીએ ઊંઘતો નથી.'



☆ સમાપ્ત ☆



આ સંગ્રહમાં લેખકે સ્થળે સ્થળે પોતાના વ્યક્તિત્વ, સ્વભાવ આદિનું સુંદર દર્શન કરાવ્યું છે.



લેખક મારામારીના શોખીન છે અને કોઈ જોડે બોલાચાલી થતાં તેને મેથાપાક જમાડવાનો આગ્રહ પણ કરે એવા છે તે એમના કહેવા પરથી જ જણાઈ આવે છે.



મુંબઈના સોલિસિટરોનો એમને ઘણો સારો પરિચય હશે એમ લાગે છે. શેર બજાર ને સટ્ટાનો એમને સારો અનુભવ હશે.



આમ તેઓ વિવિધ વિષયોના જ્ઞાતા છે, પરંતુ સૌથી અધિક તો એમનો 'સુરતી લાલા સહેલાણી' ને છાજે એવો લહેરી સ્વભાવ ને ગમે તેથી વસ્તુમાંથી પણ રમુજનું તત્વ ખેંચી કાઢવાની શક્તિ દેખાઈ આવે છે. વિવિધ વિષયો ને પ્રસંગોમાં રહેલું રમુજનું તત્વ પારખી, તેને વાચક એનો રસાનુભવ કરી શકે એવી રીતે રજૂ કરવાની શક્તિ શ્રી૦ સુતરીઆમાં રહેલી છે. રમુજ સમજવાની ને નીપજાવવાની બંને પ્રકારની સિદ્ધહસ્ત શક્તિ એમને વરેલી છે.

—જ્યોતિન્દ્ર હ. દવે